# પરાક્રમની પ્રસાદી

કિંવા

# વિક્રમોર્વશીય નાટક.

મહાકવિ કાલિદાસના સંસ્કૃત પરથી

રચી પ્રસિદ્ધ કરનાર


કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ.

અમદાવાદ.



આવૃત્તિ ૩, પ્રત ૧૦૦૦.

વિ. સં. ૧૯૬૮. ઈ. સ. ૧૯૧૨.

મૂલ્ય

રૂ. ૦॥, અચિત્ર; રૂ. ૦॥।, સચિત્ર.

કેશવલાલ હર્ષદરાય ધ્રુવે

પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.

**૧ મેશર્સ એન. એમ. ત્રિપાઠી ઍંડ કંપની**

બુકસેલર, કાલબાદેવી રોડ—**મુંબઇ.**

**૨ ઓરિએંટલ બુક ડીપો**

રતન પોળ—**અમદાવાદ.**

**૩ પ્રિન્ટિંગવર્ક એન્ડ બુક્સ એજન્સી**

સિવિલ હૉસ્પિતાલ પાસે;—**અમદાવાદ.**



છાપનાર

**પટેલ મોતીલાલ કાળીદાસ,**

**શ્રી સત્યનારાયણ પ્રિન્ટિંગ પ્રેસ, અમદાવાદ.**

# બીજી આવૃત્તિ.

અનાથવત અળગું રાખેલું આ બાળક આજે એના ન્હાનકડા કુટુંબમાં ભળે છે. શા માટે એને પાંચ વર્ષ અજ્ઞાતચર્યામાં ગાળવાં પડયાં, તેનો ભેદ એને પાંખમાં લેનારે સારી રીતે જાળવ્યો છે. એ ભેદ ખુલ્લો કરવાનો અવધિ હજી આવ્યો નથી, તેથી હું મૌન રહું તો વાંચનાર ક્ષમા કરશે.

આજકાલ મોટાઓ પણ ટોપી પહેરી ફરવાનું પસંદ કરે છે, તેથી આ પાંચ વરસના બાળકને પાઘડી પહેરાવતો નથી. એને અત્યાર સૂધી ઘરનાં લૂગડાંની બાથા રાખી ઉઘાડું ફેરવ્યું છે, તેથી શરીર ઉપર કપડાં ખડકી એને ગૂંગળાવી નાખવાનું પણ હું વાજબી ધારતો નથી. એની ભભકી નીકળતી સુંદરતા જ મોહ ઉપજાવનારી છે, તેથી હું એને શણગારે સજાવતો નથી. એના પ્રસંગમાં આવનાર જોશે, કે એની વાણી તોતડી મટી એમાં મીઠાશ આવી છે; એના ઉદ્દગારમાં નવાં પ્રતિભાનાં કિરણો ઝળકે છે; એનું અંગ કુદરતની નજર ઠરે એવું ખીલ્યું છે; અને એની રગે રગમાં અજબ ચૈતન્ય ઊભરાયું છે. એ પહેલવહેલાં ઉમ્બર ઓળંગતાં પણ ઠોકર ખાઈ અખડાઈ પડ્યાનું જાણવામાં નથી; અને હવે તો ઠોકરનો સંભવ ઓછો જ છે. અથવા તો આટલેથી અટકું. નથી ને કોઈ કહે, કે **सर्वं आत्मीयं कान्तं पश्यति** ।.

# ત્રીજી આવૃત્તિ.

ધાર્યા કરતાં બહુ વહેલી બીજી આવૃત્તિ ખપી જવાથી, વડોદરા રાજ્યમાં ઈનામને માટે પ્રતોની માગણી થવાથી અને કેટલીક શાળામાં અભ્યસ્ય[1] પુસ્તક તરીકે પરાક્રમની પ્રસાદી કિંવા વિક્રમોર્વશીય નાટક વપરાતું હોવાથી એની આ ત્રીજી આવૃત્તિ ઊતાવળથી કાઢવી પડી છે.

મહાકવિ કાલિદાસ વિશે [2]પુરાવિદની રીતની થોડીક ચર્ચા આ આવૃત્તિમાં ઊમેરી છે; તે ક્યારે થયો, ક્યાં થયો, ક્યા ક્યા ગ્રંથો તેણે રચ્યા ને ક્યા ક્રમમાં, એ [3]સ્વતંત્ર પ્રમાણથી શોધી કાઢવા બનતો પ્રયત્ન કર્યો છે. અવકાશ ન મળવાથી બીજી ચર્ચા આગળ ઉપર મુલતવી રાખી છે.

નાટકનો બધો ભાગ છપાઈ ગયા પછી બીજી આવૃત્તિ ઉપર વસંતમાં પ્રૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવની કલમનું જાહેર વિવેચન આવ્યું હતું. તેના ઊહાપોહ કરવાની અનુકૂળતા આ આવૃત્તિમાં રહી નથી. વડોદરાની શ્રીસયાજીરાવ હાઈસ્કૂલના પ્રિન્સિપાલ સાક્ષરશ્રી હીરાલાલ શ્રોફ પણ સૂક્ષ્મ દૃષ્ટિથી બીજી આવૃત્તિ જોઈ જઈ ખાનગી સૂચનાઓ નોંધી

---

1 Text book. 2 જૂની વાતની શોધખોળ કરનાર. 3 original.

છે. બંને વિદ્વાનોએ લીધેલા શ્રમ માટે આભારી છું. ચોથી આવૃત્તિ છાપવાનો વારો આવશે, તે પ્રસંગે તેનો હું લાભ લેઈ અને આપી શકીશ.

મૂળનામ કંઈક દુર્બોધ હોવાને લીધે 'પરાક્રમની પ્રસાદી' એ નામને આ આવૃત્તિમાં પ્રાધાન્ય આપ્યું છે. મારી સમજ એવી છે કે **मालविकाग्निमित्र, रत्नावली, नागानन्द** જેવાં નાયક નાયિકા અને વસ્તુનું સહજે સ્મરણ કરાવનારાં નામ અનુવાદમાં કાયમ રહેવા યોગ્ય છે; પણ **मृच्छकटिक, मुद्राराक्षस, अभिज्ञानशाकुन्तल** જેવાં નામ, જે આપણી ભાષામાં પુસ્તક વિશે સાધારણ માણસને ખ્યાલ આપી શકતાં ન હોય, તેનો તો અનુવાદ આપવો ઉચિત છે.

સંશોધન અને અનુવાદ વિશે અહીં બે બોલ કહેવાની જરૂર છે. કેટલાક બહુ પ્રતોનો પાઠ પ્રમાણભૂત ગણે છે; કેટલાક ગમે તે એકાદનો પણ પાઠ સારો હોતાં સ્વીકારે છે. ઘણાક કલ્પિત પાઠને નામે ભડકે છે; થોડાક અશુદ્ધિના આભાસે ત્રાસે છે. કોઈ જેવા રૂપમાં ગ્રંથ મળી આવે છે તેવો ને તેવો છાપે છે; કોઈ સંસ્કૃતને ન છેડી પ્રાકૃતને સુધારી લે છે. આ રીતે સંશોધનનું ધોરણ એક નથી. અનુ-

વાદમાં એક મૂળના શબ્દને વળગી રહે છે, તો બીજા મૂળના આશયને લક્ષમાં રાખે છે. અમુકને શૈલી એક પ્રકારની તો અમુકને બીજા પ્રકારની પસંદ હોય છે. આ એક ભાગના શબ્દથી સૂગાય છે, તો પેલા બીજા ભાગના શબ્દને વખોડી કાઢે છે. આવી ગૂંચવણમાં હું **मुद्राराक्षस**ની પદ્ધતિને **विक्रमोर्वशीय**માં વળગી રહ્યો છું. તે પાઠશુદ્ધિના સંબંધમાં કેટલે દરજ્જે ફતેહમંદ થઈ છે, તે તો Prof. Alfred Hillebrandtની **मुद्राराक्षस**ની આ સાલમાં બહાર પડેલી આવૃત્તિ કહેશે.

કાવ્યસુગંધ અને સુવર્ણરજનો યોગ એ ત્રીજી આવૃત્તિનું આનંદદાયી લક્ષણ છે. પ્રતિભાગમ્ય રસ સુલભ નેત્રગમ્ય કરનારાં જે આઠ ચિત્રો પ્રસિદ્ધ ચિત્રકાર ધુરંધરની કલમનાં આમાં મૂક્યાં છે, તે કલાવિલાસી અને સાહિત્યરસિક **શેઠશ્રી પુરુષોત્તમ વિશ્રામ માવજી**ની પ્રસાદી છે; ને તે માટે એમનો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

---

# મહાકવિ કાલિદાસ.

આ સરસ્વતીનો શિખામણિ અને સાહિત્યનો સ્પર્શમણિ ક્યારે થયો ને ક્યાં થયો ? લેખ અને સિક્કાના ઝબકદીવાથી કાલિદાસને પ્રકાશમાં લાવવા અનેક યત્નો થયા છે; પ્રબંધોની જાળ સંકેલી પકડવાની તજવીજે કરાઈ છે; [1]કાલગણનાની નીસરણી માંડી પહોચી વળવાની પેરવી પણ રચાઈ છે; અને શોધખોળનાં તીક્ષ્ણ સાધનોથી પાતાળ ફાડી ખોળી કાઢવાની જુક્તી પણ ઘડાઈ છે. પરંતુ એ પાસે અને દૂર જણાતો, જૂનો અને નવીન, દૃશ્ય અને અદૃસ્ય, એક અને અનેક, મહાન જાદુગર હાથતાળી આપી અત્યાર સુધી છટકી ગયો છે. એનો લાગે તો કંઈક પત્તો લગાડવા મારા મનમાં કૌતુક છે. ટોળાના સરદારની તેના આગલાપાછલાથી ભાળ મળે છે. આકાશમાં અલોપ થઈ જતા ગાનારા પંખીની તેનો પૃથ્વી પરનો માળો માહીતી આપે છે. બહુ નહિ તો વખનવારી સાંકળવા પૂરતી પણ મદદ ગત [2]કલ્પનાં પ્રાણીનાં ભાગ્યાંતૂટયાં હાડપંજર પૂરી પાડે છે.

---

1 Chronology. 2 Geological era.

કાલિદાસનું નામ લેતાં શોધખોળના અભ્યાસીને બૌદ્ધ અશ્વઘોષ યાદ આવે છે. બંને કવિ મહાકાવ્યના ઋજુ માર્ગના વિચરનારા છે. रघुवंशની જે [1]પ્રસન્ન શૈલી છે, તે જ बुद्धचरितની પણ છે. એકમાં જે ભાષાસ્વરૂપ જોવામાં આવે છે, તે જ બીજામાં પણ છે. પદ્યબંધ પણ બંને કવિનો લગભગ એના એ છંદોમાં છે. बुद्धचरित મહાકાવ્યના કર્તાએ सुन्दरानन्द કાવ્ય, शारीपुत्र કિંવા शारद्वतीपुत्र પ્રકરણ વગેરે સાહિત્યના અને अलंकार કિંવા सूत्रालंकार, अभिधर्ममहाविभाषा વગેરે બૌદ્ધ ધર્મના ગ્રંથો રચ્યા છે. એની માતાનું નામ સુવર્ણાક્ષી. એ પૂર્વાશ્રમે પાટલિપુત્રનો બ્રાહ્મણ હતો. છેલ્લી બૌદ્ધ મહાસભા જેના અધ્યક્ષપણા નીચે મહારાજા કનિષ્કના રાજ્યકાળમાં મળી હતી, તે બૌદ્ધ ભિક્ષુ વસુમિત્રને હાથે એ બુદ્ધ ભગવાનના ધર્મની દીક્ષા પામ્યો હતો. એ માર્ગમાં ગયા પછી તે કાશ્મીરમાં નિવાસ કરીને રહ્યા હતો. મહાયાનના મહાવિખ્યાત પંડિતોમાં અશ્વઘોષની ગણના થાય છે.

કાલિદાસ અને અશ્વઘોષનો ઐતિહાસિક સંબંધ સમ-

---

૧ સહેજમાં સમજાય એવી.

જવાને **बुद्धचरित** જેટલું બચ્યું છે તેટલું તેટલું એ બહુ ઉપયોગી છે. એ મહાકાવ્યના પદ્યબંધની સરખામણી એક તરફથી **रघुवंश** સાથે અને બીજી તરફથી **किरातार्जुनीय** ને **शिशुपालवध** સાથે કરવા જેવી છે. સંસ્કૃત સર્ગબંધનો સર્ગ બહુધા એક જ છંદમાં રચેલો હોય છે. વૈચિત્ર્ય આણવાના હેતુથી સર્ગની સમાપ્તિ નવીન છંદથી કરેલી જોવામાં આવે છે. કવચિત એકાદ સર્ગમાં કુશળતા બતાવવાના કારણથી જાતજાતના છંદ પણ એકઠા કરેલા હોય છે. આખા સર્ગમાં યોજેલા છંદને આપણે વ્યાપકની અને બીજાને એકદેશીની સંજ્ઞાથી ઓળખીશું. **रघुवंश** અને **बुद्धचरित**ના [1]પ્રધાન વ્યાપક આખ્યાનકી અને અનુષ્ટુભ છે. પહેલા મહાકાવ્યના ૧૯ સર્ગમાંથી ૮ આખ્યાનકીમાં તથા ૬ અનુષ્ટુભમાં છે અને બીજાના ૧૩ સર્ગમાંથી ૮ આખ્યાનકીમાં તથા ૩ અનુષ્ટુભમાં છે. આ રીતે કાલિદાસ તેમ જ અશ્વઘોષ એ બે જૂના સાદા વ્યાપક છંદ માટે વધતોઓછો પક્ષપાત ધરાવે છે; ભારવિ અને માઘમાં આ પક્ષપાત દેખાતો બંધ પડે છે. **रघुवंश** ને **बुद्धचरित**માં સમ ને અર્ધસમ વૃત્ત

---

૧ મુખ્ય.

જ વાપર્યાં છે; किरातार्जुनीयમાં વિષમ ને शिशुपालवध-માં [1]જાતિ પણ યોજેલ છે. માપમાં પહેલાં બેના વ્યાપક બહુમાં બહુ ૧૨ અક્ષરના અને એકદેશી ૧૭–૧૮ ના છે; બીજાં બેમાં વ્યાપક ૧૩ થી ૧૫ અક્ષરના અને એકદેશી ૧૭ થી ૨૧ ના બને છે. આ ઉપલક તારવણીને આધારે સહજે કહી શકિયે છિયે, કે કાલિદાસ અને અશ્વઘોષ પાસ પાસેના કવિઓ છે. જરા ઝીણવટથી તપાસીશું તો જોવામાં આવશે, કે પહેલો તે પહેલો ને બીજો તેના પછી થયેલો છે. रघुवंश સાથે મુકાબલો કરતાં बुद्धचरितમાં પ્રાચીન આર્ષ અનુષ્ટુભ ઘટે છે; અને તેની અપેક્ષાએ અર્વાચીન જે આખ્યાનકી, તે વધે છે. વળી रघुवंशમાં સુંદરી વ્યાપક તરીકે અને તેની વિકૃતિ માલ્યભારિણી એકદેશી તરીકે દેખા દે છે; એ એકદેશી बुद्धचरितમાં નવો વ્યાપક બને છે. ઉપરાંત બે નવા એકદેશી રુચિરા અને શિખરિણી પણ બૌદ્ધ મહાકાવ્યમાં વાપરેલા જોવામાં આવે છે. આ વ્યાપક અને એકદેશીની કસોટી કહી આપે છે, કે કાલિદાસ અશ્વઘોષનો [2]પુરોગામી છે. અશ્વઘોષથી ભારવિ અને ભારવિથ

---

[1] માત્રામેળ છંદ. [2] પહેલાં થઈ ગયેલો.

## પત્રક ૧ [પૃષ્ઠ ૧૧].

## મહાકાવ્યમાં છંદોનો વપરાશ.

| એકદેશી છંદ. | મહાકાવ્ય | સર્ગ | વ્યાપક છંદ. | વિશેષ. |
|---|---|---|---|---|
| ૧૨;(અંત્ય) પ્રહર્ષણી, વસંતતિલકા, માલિની, હરિણી, મંદાક્રાંતા, મહામાલિની, પુષ્પિતાગ્રા,(અંતર્ગત)શાલિની, સ્વાગતા, મત્તમયૂર, મંજુભાષિણી, માલ્યભારિણી. | **रघुवंश** | ૧૯ | ૬; અનુષ્ટુભ્, આખ્યાનકી, રથોદ્ધતા, વંશસ્થવિલ, દ્રુતવિલંબિત, સુંદરી. | સર્ગ ૮ આખ્યાનકી, સર્ગ ૬ અનુષ્ટુભ્, સર્ગ ૨ રથોદ્ધતા. વ્યાપક બહુમાં બહુ ૧૨ અક્ષરના, એકદેશી ૧૭-૧૮ ના. વૃત્ત સમ ને અર્ધસમ; એક સમ આવૃત્ત સંધિનું; અર્ધસમ સુંદરી વ્યાપક, તેની વિકૃતિ માલ્યભારિણી એકદેશી. |
| ૮; (અંત્ય) પ્રહર્ષણી, માલિની, રુચિરા, શિખરિણી, અપરવક્ત્ર, (અંતર્ગત) જાગતી ઉપજાતિ, વસંતતિલકા, પુષ્પિતાગ્રા. | **बुद्धचरित** | ૧૩ | ૪; અનુષ્ટુભ્, આખ્યાનકી, વંશસ્થવિલ, માલ્યભારિણી. | સર્ગ ૮ આખ્યાનકી, સર્ગ ૩ અનુષ્ટુભ્. વ્યાપક બહુમાં બહુ ૧૨ અક્ષરના, એકદેશી ૧૭ ના. વૃત્ત સમ ને અર્ધસમ. નવો વ્યાપક ૧, માલ્યભારિણી; નવા એકદેશી ૨, રુચિરા ને શિખરિણી. જૂનાં જાગતી ઉપજાતિ ને અપરવક્ત્રનો એકદેશીમાં ઉદ્ધાર. |
| ૧૨; (અંત્ય) ૦, (અંતર્ગત) શાલિની, મત્તમયૂર, વસંતતિલકા, માલિની શિખરિણી, અપરવક્ત્ર, પ્રભા, જલોદ્ધતગતિ, જલધરમાલા, ક્ષમા, મધ્યક્ષામા, વંશપત્રપતિત. | **किराताऽर्जुनीय.** | ૧૮ | ૧૨; અનુષ્ટુભ્, આખ્યાનકી, રથોદ્ધતા, વંશસ્થવિલ, દ્રુતવિલંબિત, સુંદરી, માલ્યભારિણી, સ્વાગતા, પ્રહર્ષણી, પુષ્પિતાગ્રા, પ્રમિતાક્ષરા, ઉદ્‌ગતા. | સર્ગ ૩ આખ્યાનકી, સર્ગ ૨ અનુષ્ટુભ્, સર્ગ ૪ વંશસ્થવિલ, સર્ગ ૨ દ્રુતવિલંબિત. વ્યાપક બહુમાં બહુ ૧૩ અક્ષરના, એકદેશી ૧૭ ના. વૃત્ત સમ, અર્ધસમ અને વિષમ. નવા વ્યાપક ૫, સ્વાગતા, પ્રહર્ષણી, પુષ્પિતાગ્રા, પ્રમિતાક્ષરા, ઉદ્‌ગતા; નવા એકદેશી ૬, પ્રભા, જલોદ્ધતગતિ, જલધરમાલા, ક્ષમા, મધ્યક્ષામા, વંશપત્રપતિત. જૂના અપરવક્ત્રનો એકદેશીમાં ઉદ્ધાર. |
| ૨૬; (અંત્ય) હરિણી, મંદાક્રાંતા, મહામાલિની, સારસિકા, અનિશાવિતી, મેઘવિસ્ફૂર્જિતા, શાર્દૂલવિક્રીડિત, પંચકાવલી, સ્રગ્ધરા, (અંતર્ગત) પ્રભા, જલોદ્ધતગતિ, જલધરમાલા, મત્તમયૂર, વંશપત્રપતિત, શિખરિણી, ભ્રમરવિલસિત, દોધક, સ્રગ્વિણી, તોટક, ઇંદ્રવંશા, વૈશ્વદેવી, કુટજા, પથ્યા, કુરરીરુતા, પૃથ્વી, આર્યાગીતિ. | **शिशुपालवध.** | ૨૦ | ૧૮; અનુષ્ટુભ્, આખ્યાનકી, રથોદ્ધતા, વંશસ્થવિલ, દ્રુતવિલંબિત, સુંદરી, માલ્યભારિણી, સ્વાગતા, પ્રહર્ષણી, પુષ્પિતાગ્રા, પ્રમિતાક્ષરા, ઉદ્‌ગતા, શાલિની, જાગતી ઉપજાતિ, રુચિરા, મંજુભાષિણી, વસંતતિલકા, માલિની. | સર્ગ ૨ અનુષ્ટુભ્. વ્યાપક બહુમાં બહુ ૧૫ અક્ષરના, એકદેશી ૨૧ ના. વૃત્ત સમ, અર્ધસમ ને વિષમ; આવૃત્ત સંધિનાં દોધક, સ્રગ્વિણી, તોટક, જૂનું મહામાલિની. જાતિ આર્યાગીતિ કિંવા સ્કંધક. નવા વ્યાપક ૬, શાલિની, જાગતી ઉપજાતિ, રુચિરા, મંજુભાષિણી, વસંતતિલકા, માલિની; નવા એકદેશી ૧૧, ભ્રમરવિલસિત, દોધક, સ્રગ્વિણી, તોટક, ઇંદ્રવંશા, વૈશ્વદેવી, કુટજા, પથ્યા, કુરરીરુતા, પૃથ્વી, આર્યાગીતિ. |

માઘ અર્વાચીન છે; કેમકે **किरातार्जुनीय**માં નવા ૫ વ્યાપક અને ૬ એકદેશી તથા **शिशुपालवध**માં તે ઉપરાંત બીજા ૬ વ્યાપક અને ૧૧ એકદેશી વધે છે. મુદ્રારાક્ષસની પ્રસ્તાવનામાં પ્રસંગોપાત્ત બીજા પ્રમાણથી જણાવ્યું જ છે કે ભારવિ વિશાખદત્તના પહેલાં અને માઘ એ નાટકકારના પછી થયો છે. વ્યાપક અને એકદેશીની ગણત્રી પ્રમાણે કાલિદાસ અને અશ્વઘોષ વચ્ચે જે અંતર લેઇયે, તેનાથી પાંચ છગણું વધારે કાલિદાસ અને ભારવિ વચ્ચે તથા આ અંતરનું અર્ધ ભારવિ અને માઘ વચ્ચે લેવું જોઇયે[1]. આ ચાર કવિના વ્યાપક અને એકદેશી સંબંધી સંપૂર્ણ વિગત જોડેના પત્રક ૧ માં આપી છે.

છેલ્લી બૌદ્ધ મહાસભા મળ્યાનો સમય, તે જ અશ્વઘોષનો પણ સમય. એ મહાસભા બુદ્ધ ભગવાનના નિર્વાણ

---

૧ દાખલા તરીકે કાલિદાસ જો ઇ. સ. પૂર્વે પહેલા શતકમાં મૂકાય, તો ભારવિની સ્થિતિ ઇ. સ. ના ચોથા પાંચમા સૈકામાં એટલે કે બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં ઠરે; અને માઘ સાતમા સૈકામાં એટલે કે શીલાદિત્ય કુલાભિધાન અને ધર્માદિત્ય બિરુદ ધરાવતા મહારાજા વર્મલાતના રાજ્યકાળના ક્ષેમાર્યાના લેખ પછી ત્રીસેક વરસે થયો સંભવે.

પછી છઠ્ઠા શતકમાં મળી હતી, એમ પરમાર્થ (ઈ. સ. ૪૯૯–૫૬૯) વસુબંધુના ચરિત્રમાં લખી જાય છે. તે લેખે ઇસવી સનના પહેલા શતકમાં અશ્વઘોષ થયો હોવો જોઇયે. આ મહાસભા મહારાજા કનિષ્કના આશ્રયે ભરવામાં આવી હતી; અને એ રાજા મહાન અશોક પછી ત્રણસેં વર્ષે થયો હતો, એવું હ્યુએન ત્સંગ જણાવે છે. આ ગણત્રીથી પણ ઇસવી સનનું પહેલું શતક આવે છે. વળી કનિષ્કના જે સિક્કા જડે છે, તેમાં ૩ થી ૪૧ ની સાલ નોંધેલી હોય છે. એ કાશ્મીરના સપ્તર્ષિ સંવતની સાલ છે, એમ એક શોધક અનેક રીતે સાબીત કરે છે. એ વિદ્વાન, ૩ થી ૪૧ તે સપ્તર્ષિ સંવત ૧૨૦૩ થી ૧૨૪૧ ને માટે છે અને તેને મળતી ઇસવી સાલ ૨૭ થી ૬૫ છે, એમ જણાવે છે[૧]. આ હીસાબે પણ અશ્વઘોષ ઇસવી સનના પહેલા શતકના બીજા ત્રીજા ચરણના ગાળામાં થયો ઠરે છે.

અશ્વઘોષકૃત શારીપુત્ર પ્રકરણનો જે જુજ ભાગ જડી

---

૧ વધારે હકીકત માટે Indian Review X, 11માં Mr. Velandai Gopala Aiyar, B. A., B. L.ની કલમનો The date of Kanishka એ મથાળાનો લેખ જોવો.

આવ્યો છે, તે તાડપત્ર ઉપર છે. પ્રકરણુ પ્રથમ કુશાન સમયની બ્રાહ્મી લિપિમાં ઊતાર્યું જણાય છે. પછી બ્રાહ્મી લિપિ ભૂંસી નાંખી તેના તે તાડપત્ર ઉપર મધ્ય એશિયાની લિપિમાં નવી નકલ કરી છે. મધ્ય એશિયામાં તાડપત્રો ઈસવી પહેલા બીજા સૈકામાં પ્રવેશ પામ્યાં હતાં. ત્યાં તેની અછતને લીધે પુનર્નવા[1] પ્રતની પદ્ધતિ પ્રચારમાં આવી હશે. મધ્ય એશિયામાં તાડપત્રની આયાત અને મૂળની કુશાન સમયની બ્રાહ્મી લિપિ ધ્યાનમાં લેતાં અશ્વઘોષને પહેલા શતકથી મોડો મૂકી શકાય નહિ.

ઉપરની ગણુનાને બીજી હકીકતથી ટેકો મળે છે. અશ્વઘોષના **અભિધર્મમહાવિભાષા** ગ્રંથને આધારે વસુબંધુએ **અભિધર્મકોષ** રચ્યો છે. એનો ઈ. સ. ૪૦૪-૫ માં ચીનાઈ ભાષામાં તરજૂમો થયો છે. મૂળની ખ્યાતિ બૌદ્ધ ધર્મની જન્મભૂમિમાં જામી દૂરના ઉપદેશક્ષેત્રમાં પસરવાને પચાસ સાઠ વરસનો ગાળો લેતાં **અભિધર્મકોષ** ઈ. સ. ૩૪૫ ના અરસામાં રચાયો સંભવે છે. તે સમયે વસુબંધુ પોણોસો વરસની પાકી વયે પહોચ્યો હોવો જોઈયે. કેમકે સંઘભદ્ર

1 Palimpsest,

એને વાદનું કહેણુ મોકલે છે, પરંતુ એ વૃદ્ધાવસ્થાને લીધે સ્વીકારતો નથી; ને ઉત્તર વાળે છે જે 'કદી ને ધારો કે આપણે વાદ થયો ને તમે મારા ઉપર પૂરેપૂરી જીત મેળવી. પણ તમે પાકું સમજજો કે તેથી મારા **अभिधर्मकोष**ને રંચમાત્ર ક્ષતિ પહોચે એમ નથી.' આથી વસુબંધુ ઇસવી સનના ત્રીજા શતકનું ત્રીજું ચરણ ઊતરતાં થયો હશે અને ચોથું શતક અધવારતાં સુધી હયાત હશે. કહે છે કે એંશી વરસનું લાંબુ આયુષ ભોગવીને એ ગુજરી ગયો હતો.

વસુબંધુનો પ્રમાણશાસ્ત્રમાં ગુરુભાઇ દિઙ્નાગ કરીને હતો. તેણે **प्रमाणसमुच्चय** નામે એક ગ્રંથ લખ્યો છે. તેમાં ગોતમ ભગવાને અને વાત્સ્યાયન મુનિએ સ્વીકારેલા બુદ્ધિભિન્ન આત્મપદાર્થનો એણે નિરાસ કર્યો છે. તે કુતર્કજાળ તોડી નાંખી ભગવાન સૂત્રકાર અને ભાષ્યકારનો અર્થ ઉદ્દ્યોતિત કરવા ભારદ્વાજ ઉદ્દ્યોતકરે **न्याय-भाष्य** ઉપર વાર્તિક લખ્યું છે. સુબંધુની **वासवदत्ता**માં એ ઉદ્દ્યોતકરનો નિર્દેશ છે[1]. કવિઓનો ગર્વ ગાળનારી આ

---

૧ **न्यायस्थितिमिवोद्द्योतकरस्वरूपाम्।** સુબંધુની **वासवदत्ता**માં **केचिज्जैमिनिमतानुसारिण इव तथाग-**

કથા ઇસવી સનના પાંચમા શતકના પહેલા ચરણમાં રચાઈ છે. શાથી જે એના આરંભમાં વિક્રમાદિત્યના મરણથી કથાકાર રસવત્તા પરવાર્યાનો શોક કરે છે[1]. આ વિક્રમાદિત્ય તે ગુપ્તવંશનો પહેલો ચંદ્રગુપ્તે ન હોય અને સ્કંદગુપ્ત પણ ન હોય. એ રાજાઓ વિક્રમાદિત્ય ઉપનામ ધરાવતા હતા ખરા; પણ તે એમાંથી એકે સાહિત્યના સંબંધમાં ખાસ જાણીતા નથી. તે ખ્યાતિ તો બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે મેળવી છે. પિતાના શસ્ત્રવિજયથી પણ અધિક કીર્તિ તેણે

---

**तमतध्वंसिनः** એવી શ્લેષોપમાથી કોઇ મીમાંસકે બૌદ્ધ મતનો ધ્વંસ કર્યાની નોંધ છે. તે માનભર્યો ઉલ્લેખ કદાચ શબર સ્વામીને ઉદ્દેશીને હોય. એ સમર્થ મીમાંસાભાષ્યકારે બૌદ્ધોના ક્ષણિકવિજ્ઞાનવાદનું અને શૂન્યવાદનું **शाबरभाष्य**માં ખંડન કર્યું છે. આ રીતે ઉદ્દ્યોતકરે બૌદ્ધ પ્રમાણપ્રક્રિયાનું ખંડન કરી ન્યાય દર્શનનું પ્રતિપાદન કર્યું ખરું, પણ બૌદ્ધ મતનો પૂરેપૂરો ધ્વંસ તો છેવટ શબર સ્વામીએ કર્યો; અર્થાત મીમાંસક નૈયાયિક પછી ઈસવી ચોથા શતકના છેલ્લા ચરણમાં થયો હશે.

**૧ सा-रसवत्ता विहता नवका विलसन्ति चरति नो कं-कः । सरसीव कीर्तिशेषं गतवति भुवि विक्रमादित्ये ॥**

શારદાવિજયે ઉપાર્જિત કરી છે. એ રાજા જાતે કવિ હતો[1] અને સારા સારા કવિઓનો પોષક હતો. પાંડ્ય રાજાએ મોકલાવેલી મૂલ્યવાન ભેટ વૈતાલિકને આપી દેનાર વિક્રમાદિત્ય[2] આ બીજો ચંદ્રગુપ્ત સંભવે છે. ઉત્તર આશ્રમમાં કાર્પટિક નામે જાણીતા માતૃગુપ્ત કવિને શારદાદેશનો વહીવટ

---

૧ જુઓ सुभाषितावलि, શ્લોક ૫૦૬, ૫૦૭, ૧૧૬૫, ૩૧૬૨, ૩૧૬૩, ૩૩૧૮, ૩૪૬૪ વગેરે.

૨ अष्टौ हाटककोटयस्त्रिनवतिर्मुक्ताफलानां तुलाः पञ्चाशन्मदगन्धलुब्धमधुपाः क्रोधोद्धुराः सिन्धुराः। लावण्योपचयप्रपञ्चचतुरं पण्याङ्गनानां शतं दण्डं पाण्ड्यनृपेण ढौकितमिदं वैतालिकायार्पय ॥ આ સુભાષિતનો પ્રસંગ નીચે પ્રમાણે છે. પાંડ્યરાજાએ મોકલેલો નજરાણો દરબારમાં રજુ થાય છે, તે ઉપર કોઈ પ્રશસ્તિકાર તાત્કાલિક કવિતા જોડી કાઢે છે.તે दण्डं पाण्ड्यनृपेण ढौकितमहो प्राप्य प्रभोर्न स्मयः કે બીજું કંઈ અત્યંત પ્રશંસાગાર્ભિત વિસ્મય પ્રકાશતું કહેવા જતો હશે, તેને રાજા યતિ લગી પણ પહોચવા ન દઈ इदं वैतालिकायार्पय એ શબ્દોથી શ્લોકપૂર્તિ કરી પોતાની વિનયયુક્ત ઉદારતા દર્શાવે છે.

સોંપી દેનાર પણ એ વિક્રમાદિત્ય લાગે છે[1]. તે પ્રતાપી પિતાના પ્રતાપી પુત્ર કુમારગુપ્તે સુબંધુને સાચિવ્ય પદ આપી પિતાના આશ્રિતનું સન્માન વધાર્યું હતું[2]. આ રાજદ્વારી

---

૧ કલ્હણ્ માતૃગુપ્તને હર્ષ વિક્રમાદિત્યનો આશ્રિત કહે છે. પરંતુ મિ. સ્મિથ હુએન ત્સંગની તવારિખના આધારે જણાવે છે, તેમ થાનેશ્વરના હર્ષના રાજ્યકાળમાં કાશ્મીર તો સ્વતંત્ર હતું. તે ઉત્તરમાં સર્વોપરિ બળવાન રાજ્ય ગણાતું; અને તક્ષશિલા, સિંહપુર, ઉરશા, પર્ણોત્સા, રાજપુરી વગેરે ન્હાનાં રાજ્યો તેને ખંડણી ભરતાં હતાં. વિક્રમાદિત્ય ઉપનામથી ભૂલ ખાઈ બીજા માતૃગુપ્તને સ્કંદગુપ્તના રાજ્યમાં મૂકે છે. પરંતુ તે રાજા પૂર્વે કહ્યું છે તેમ સાહિત્યના ક્ષેત્રમાં વિખ્યાત નથી. એના સમયમાં પંજાબનો વાયવ્ય વિભાગ પરદેશી દુશ્મનો જબરાઈથી પચાવી પડયાનું ચીનાઈ પ્રવાસીઓના એહવાલમાં વાંચિયે છિયે. પુષ્યમિત્રો અને હૂણોના ઉત્પાતથી એનું રાજ્ય ડામાડોળ થઈ રહ્યું હતું. નાણાની ભારે ભીડને લીધે એને ચલણમાં વગળ મેળવવાની હીણી યુક્તિનો આશ્રય લેવો પડયો હતો. એ માતૃગુપ્તનો આશ્રયદાતા હોય, એવું માનવા મન કબૂલ કરતું નથી.

૨ જુઓ વામનકૃત **काव्यालंकारसूत्रवृत्ति**માંનો નીચેનો ઉતારો:-**साभिप्रायत्वं यथा। सोऽयं संप्रति चन्द्रगुप्ततनय-**

સંબંધને લીધે સુબંધુ ચોથા શતકના છેલ્લા અને પાંચમાનાં પહેલાં બે ચરણમાં થયો ઠરે છે. એને લીધે **न्यायवार्त्तिक-**કાર ચોથા શતકના ત્રીજા ચરણમાં ગોઠવાય છે. તેની વાણીને નવમા શતકના મધ્ય ભાગમાં થનાર વાચસ્પતિ **अति-जरती** કહે[1], એ યોગ્ય જ છે. પાછે પગલે આગળ વધતાં વાર્ત્તિકકારના પુરોગામી દિઙ્નાગને ચોથા શતકનાં પહેલાં બે અઢી ચરણમાં મૂકવો પડે છે. એના વડા ગુરુભાઈ વસુબંધુને ઈત્સિંગ વચભાગ ( middle ages ) માં અને એને પોતાને તે પછીના સમય ( later years ) માં મૂકે છે. તે લેખે પણ વસુબંધુની સ્થિતિ ઉપર બતાવેલા વખતમાં જ આવી રહે છે.

વસુબંધુ મનોર્હિત પાસે પ્રમાણશાસ્ત્ર શીખ્યો હતો. દિઙ્નાગે પણ તે જ ગુરુ પાસે પાછળથી અભ્યાસ કર્યો હતો.

---

**श्चन्द्रप्रकाशो युवा जातो भूपतिराश्रयः कृतधियां दिष्ट्या कृतार्थश्रमः। आश्रयः कृतधियामित्यस्य सुबन्धुसाचिव्योपक्षेपत्वात् साभिप्रायत्वम्।**

**१ इच्छामि किमपि पुण्यं दुस्तरकुनिबन्धपङ्कमग्नानाम्। उद्द्योतकरगवीनामातिजरतीनां समुद्धरणात्॥**

આચાર્યની માનભરી પદવીથી ઓળખાયલો આ ધુરંધર બૌદ્ધ નૈયાયિક ઉદ્દ્યોતકરની પૂર્વે ઇસ્વી ચોથા શતકના પૂર્વાર્ધમાં થયો હતો, તે તો આપણે જોયું. એના ગુરુ મનોર્હિતને વિક્રમાદિત્યના દરબારમાં બ્રાહ્મણ પંડિતો સાથે શ્રાવસ્તિ નિવાસે વાદ થયો હતો. તેમાં તેની હાર થઈ અને તે શરમનો માર્યો જીભ કરડીને મરી ગયો. આવી હકીકત હ્યુએન ત્સંગની તવારિખમાં મળી આવે છે. આ બનાવ પહેલા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના સમયમાં ઈ. સ. ૩૨૦ ના અરસામાં બન્યો હશે. તે પહેલાં દિઙ્નાગનો શિષ્યભાવ અને તેની પૂર્વે વસુબંધુનો લેખતાં પ્રથમની ગણત્રીનો તાળો પાછો મળે છે.

ઉપર કહેવામાં આવ્યું છે કે વસુબંધુએ **अभिधर्मकोष** અશ્વઘોષની **अभिधर्ममहाविभाषा**ને આધારે મૂળને ટક્કર મારે એવો લખ્યો છે. પ્રસિદ્ધ બોધિસત્ત્વની કૃતિને પદભ્રષ્ટ કરી તેનું સ્થાન નવી કૃતિ લે તેને માટે સવાસો દોઢસો વરસનું અંતર લેખિયે, તો અશ્વઘોષની સ્થિતિ ઇસ્વી સનના પહેલા શતકમાં જ આવી રહે છે[1].

---

1 Prof. K. B. Pathak, B. A. વસુબંધુને પ્રથમ કુમારગુપ્ત (ઈ. સ. ૪૧૩–૪૫૫), સ્કંદગુપ્ત વિક્રમાદિત્ય (ઈ. સ. ૪૫૫

પૂર્વે વ્યાપક અને એકદેશીના વપરાટનો જે બારીક ભેદ बुद्धचरित અને रघुवंशના સંબંધમાં તારવવામાં આવ્યો

---

-૪૮૦) અને નરસિંહગુપ્ત બાલાદિત્ય (ઇ. સ. ૪૮૦-૪૮૫) ના સમયમાં મૂકે છે; અને દિઙ્નાગને પાંચમા શતકના ઉત્તરાર્ધમાં ગોઠવે છે; ઉપરાંત काव्यालंकारसूत्रवृत्तिમાંથી પૂર્વે ઉતારેલી પંક્તિઓમાં सुबन्धुને ઠામે वसुबन्धु પાઠ પસંદ કરી પુરુષપુરના બૌદ્ધ ગ્રંથકારને એઓ પુષ્પપુરના કુમારગુપ્તનો સચિવ ઠરાવે છે [ જુઓ Journal of the Bombay Branch of the Royal Asiatic Society, vol. XXIII, no XV ]. પરંતુ વિચક્ષણ વાંચનારે જોયું જ હશે કે સુબંધુ બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના મરણનો શોક કરે છે, તેના પહેલાં ઉદ્દ્યોતકર અને તેની પૂર્વે દિઙ્નાગ થયો હતો.એ ચોથા શતકના મધ્યભાગનો બૌદ્ધ નૈયાયિક પાંચમા શતકના ઉત્તરાર્ધમાં શી રીતે હોઈ શકે, અને દિઙ્નાગથી મોટો વસુબંધુ પણ પાંચમા શતકમાં શી રીતે મૂકી શકાય ? કદાચ વસુબંધુના ચરિત્રમાં બાલાદિત્ય અને બલાદિત્ય [ એટલે કે પરાક્રમાદિત્ય ] વચ્ચે ભૂલ થઈ હોય ને એક ભૂલે બીજી ભૂલને જન્મ આપી ગોટાળો ઉત્પન્ન કર્યો હોય ! બાલાદિત્ય એટલે કે નરસિંહગુપ્ત બાલાદિત્ય બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો પ્રપૌત્ર થાય અને બલાદિત્ય એટલે કે સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય એ ચંદ્રગુપ્તનો પિતા થાય; આટલો ફેર છે.

છે, તે ભેદ પડવાને પોણોસો સો વરસ વીતવાં જોઇયે. વચ્ચે એટલો ગાળો મૂકતાં **રઘુ**કાર ઇસવી સનની પૂર્વે પહેલા શતકના મધ્ય ભાગમાં થયો ઠરે છે.

કાલિદાસે **मालविकाग्निमित्र** નાટક લખ્યું છે. તેના નાયક અગ્નિમિત્રે ઈ. સ. પૂર્વે ૧૪૮થી ૧૪૦ સુધી રાજ્ય કર્યું હતું. એ નાટક ઉપરથી એટલુંજ કહી શકાય કે નાટકકાર અગ્નિમિત્ર પછી થયો. પણ તે કેટલો મોડો થયો તેની અટકળ બાંધવામાં નાટકનું વસ્તુ સહાયભૂત થતું નથી. એ નાટકની પ્રસ્તાવનામાં કર્તા પોતાના પહેલાં થનારા બે નાટકકાર ભાસ અને સોમિલનાં નામ લે છે[1]. ભાસની તો બાણભટ્ટ પણ પ્રશંસા કરે છે[2]. એના **स्वप्नवासवदत्त**ની નોંધ જૂના અલંકારશાસ્ત્રના ગ્રંથોમાં મળી આવે છે; અને

---

**१ प्रथितयशसां भाससोमिलकविपुत्रादीनां प्रबन्धानतिक्रम्य वर्तमानकवेः कालिदासस्य क्रियायां कथं परिषदो बहुमानः ।**

२ જુઓ **हर्षचरित**, આરંભઃ—**सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः। सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥**

રાજશેખર તેની કીર્તિ ગાય છે[1]. અગ્નિમાં નાશ ન પામેલું એ નાટક વચમાં તો નષ્ટપ્રાય હતું. પરંતુ સદ્‌ભાગ્યે મદ્રાસ તરફ તે થોડાં વરસ ઉપર હાથ લાગ્યું છે, એટલું જ નહિ પણ ભાસનાં બીજા ન્હાનાંમોટાં રૂપકો પણ કેટલાંક મળી આવ્યાં છે. એ બધાં છપાઈ બહાર પડશે, ત્યારે ગર્ગ અને પતંજલિ મુનિના સમય ઉપર નવો જ પ્રકાશ પડશે. દરમ્યાન કાલિદાસનો ભાસ સાથેનો સંબંધ સમજવા અને 'પદ્યરચનાના પ્રકાર'માં પદ્યબંધની કસોટીનું જે ધોરણ મેં મનથી યોજ્યું હતું તેની સત્યતા તપાસવાની જરૂર હતી. તેટલા માટે મેં ભાસના **प्रतिज्ञायौगन्धरायण** અને **स्वप्नवासवदत्त**ની લિખિત પ્રતોની મદ્રાસ ગવર્મેંટ ઓરીએંટલ લાઇબ્રેરીમાંથી નકલ કરી મગાવી. કાલિદાસના નાટકોમાં ગાથા અને અનુષ્ટુભ બેનું પ્રાધાન્ય છતાં ગાથા અનુષ્ટુભથી એકંદરે દાબી હતી. તે ઉપરથી વગર જોયે જ મેં અનુમાન કર્યું હતું, કે ભાસનાં રૂપકમાં અનુષ્ટુભ એકલાનું પ્રાધાન્ય હોવું જોઇયે. એ અનુમાન **प्रतिज्ञायौगन्धरायणे** અને **स्वप्नवासवदत्ते**

---

१ भासनाटकचक्रेऽपि छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

ખરું પાડ્યું છે. પહેલામાં તો એકે ગાથા છે નહિ; ને બીજામાં ત્રણ જ મળી આવે છે. તેના પડછે અનુષ્ટુભની સંખ્યા એકમાં ૨૭ અને બીજામાં ૨૩ છે. આ રીતે ગાથાનું પ્રથમ દર્શન થવું, અનુષ્ટુભની સંખ્યા તેટલા પૂરતી ઘટવી અને તેની સાથે સાર્વકાલિક વસંતતિલકા વૃત્તનું પ્રમાણ વધવું, એ સૌ **स्वप्नवासवदत्त** નાટક **प्रतिज्ञायौगन्धरायण** નાટિકાના પછી રચાયું એવી કલ્પના દૃઢ કરે છે. નાટિકાની પ્રશસ્તિમાં 'પરચક્ર શમો અને અમારા સિંહ જેવા રાજા આખી પૃથ્વીના સ્વામી બનો!' એવી પ્રાર્થના છે[1]. એ પરચક્રની આપત્તિનો નિર્દેશ નાટકની પ્રશસ્તિમાં છે નહિ, એટલે કે નાટક ભજવાયું ત્યારે એ આપત્તિ દૂર થઈ હતી[2]. આ બિના પણ ઉપર કલ્પેલા નાટિકા અને નાટકના ક્રમનું સમર્થન કરે છે. પરચક્ર પદ કવિએ બાક્ટ્રિયાના ગ્રીકની સવારીઓના સંબંધે વાપર્યો હોય, એમ સમજાય છે. મહાન

---

**१ भवन्त्वरजसो गावः परचक्रं प्रशाम्यतु । इमामपि महीं कृत्स्नां राजसिंहः प्रशास्तु नः ॥ २ इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् । महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥**

અશોક પછી ૧૧૧ વરસે એટલે ઈ. સ. પૂર્વે ૨૦૪માં રાજ્ય કરનારા ચોથા મૌર્ય રાજા શાલિશુકની હકીકત લખી જઈ ગર્ગાચાર્ય જણાવે છે કે 'શૂરા પણ નિર્દયતામાં પૂરા યવનો તે પછી સાકેત સર કરી મથુરા સુધી પાંચાલ જીતી લેઈ કુસુમપુર જઈ પહોચશે. એ શહેર લેવાશે. એટલે પછી બધા દેશોમાં અવ્યવસ્થા પ્રવર્તશે. પણ તે અજિત યવનો મધ્ય દેશમાં વધારે ટકી રહેશે નહિ. તેઓમાં ત્રાસ ભરેલો ભયંકર આંતર વિગ્રહ જાગશે; અને તેઓ કપાઈ મરશે.' ભાષ્યકાર પતંજલિ પણ યવને સાકેતને ઘેરો ઘાલ્યાની અને મધ્યદેશ ઉપર ચઢાઈ કર્યાની વાત પ્રસંગે લખી જાય છે[1]. ગ્રીક તવારિખમાં ઈ. સ. પૂર્વે ૨૦૬માં સીરિયાનો ત્રીજો એંટીઓકસ અને ઈ. સ. પૂર્વે ૧૯૫માં બાકૃત્રિયાનો ડેમેટ્રીઅસ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યાની અને પંજાબ તાબે કર્યાની હકીકત છે. ઈ. સ. પૂર્વે ૧૮૧માં પહેલા મિથ્રિડેટિસે યુક્રેટાઇડિસનો કેટલોક મુલક પડાવી લીધો હતો; તે બાકૃત્રિયા અને હિંદુસ્તાનમાં રાજ્ય કરતો હતો. પશ્ચિમમાં ગ્રીકો માંહોમાંહી લડી મરતા હતા તે દરમ્યાન પૂર્વમાં

---

૧ अरुणद् यवनः साकेतम् । अरुणद् यवनो माध्यमिकाम् ॥

મૌર્યોનો સેનાપતિ પુષ્યમિત્ર (ઈ. સ. પૂર્વે ૧૮૧–૧૪૮) પોતાની સત્તા જમાવતો હતો. સમયનો એણે એવો સફળ ઉપયોગ કર્યો કે જ્યારે ઈ. સ. પૂર્વે ૧૪૪ માં યુદ્ધવિજયી ગ્રીક રાજા મિનેંડર આખા આર્યવર્તમાં યવનોની હાક વજડાવતો ચપળ અશ્વસૈન્ય સાથે ધસી આવ્યો ત્યારે તેને હરાવી મારી કાઢ્યો એટલું જ નહિ, પણ અડગ હસ્તિસૈન્ય લઈ ચઢી આવેલા કલિંગરાજ ખરવેલની સવારી પણ એણે પાછી વાળી[1]. આ વિજય મેળવ્યા પછી પુષ્યમિત્ર રાજસૂય યજ્ઞ કરે છે; અને ભગવાન ભાષ્યકાર તેના આચાર્ય બને છે[2]. તે ઉત્કર્ષશાળી પ્રસંગે પૌત્ર વસુમિત્ર સિંધુપારના યવનો ઉપર વિજય મેળવી અને પુત્ર અગ્નિમિત્ર વિદર્ભ દેશ જીતી લેઈ આનંદાભ્યુદયમાં વધારો કરે છે[3].

---

૧ જુઓ મેબલ ડફ કૃત Indian Chronology. ૨ જુઓ મહાભાષ્ય:–**इह पुष्यमित्रं याजयामः** । ૩ જુઓ **मालविकाग्निमित्र**. મહાભાષ્યમાં એક સ્થળે **कंसवध**ના પ્રયોગનું વર્ણન છે. એ પુષ્યમિત્રના દરબારમાં કોઈ વિજયપ્રસગે ભજવાયલા કદાચ ભાસે જ રચેલા ખેલનું હોય. શુંગોને નાટકનો બહુ છંદ હતો; અગ્નિમિત્રના પુત્ર સુમિત્રનું પ્રેક્ષાગૃહમાં ખૂન થયાનું બાણભટ્ટ **हर्षचरित**માં લખી જાય છે.

ઉપરની હકીકત પરથી નાટકકાર ભાસ અને ભાષ્યકાર પતંજલિ બંને રાજર્સિંહ પુષ્યમિત્રના દરબારમાં ઈ. સ. પૂર્વે ૧૫૦ ના અરસામાં થયા, એમ આપણે કહી શકિયે છિયે. ભાસનાં દશ્ય કાવ્યમાં જે પ્રાધાન્ય અનુષ્ટુભ ભોગવે છે, તે કાલિદાસનાં નાટકોમાં ગાથા પ્રાપ્ત કરે છે. લોકરુચિના અને કાવ્યકલાના એ જાણવા લાયક ફેરફારને માટે પોણોસો સો વરસનું અંતર લેઇયે તો વધારે નહિ કહેવાય. આ હિસાબે પણ મહાકવિ કાલિદાસ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના મધ્યમાં થવો સંભવે છે.

કાલિદાસના સમય વિશે બારે મતભેદ છે. તે ધીમે ધીમે ઓછો થતો થતો કેટલોક કાળ હજુ રહેશે પણ ખરો. પરંતુ એના નિવાસસ્થાન વિશે તો હુ ધારું છું કે કંઈ શંકા રહેવાનું કારણ નથી. **મેઘદૂત**માં વિદિશાથી શુદ્ધ ઉત્તરનો માર્ગ પડતો મૂકી કવિ મેઘને પશ્ચિમમાં ઉજ્જયિની ભણી આડો વાળે છે; તે કુદરતી પક્ષપાત કહી આપે છે, કે એ ત્યાંનો વતની હતો. ઉજજયિની જેવાં જોવા લાયક સમૃદ્ધ શહેરો તો બીજાં પણ હતાં. પરંતુ **રઘુ**કાર મેઘને રઘુવીરની અયોધ્યા જોવા મોકલતો નથી. મહાકાળનો

સેવક વિશ્વેશ્વરનો મહિમા યાદ લાવતો નથી. વધારે શું કહેવું ? સૂબાઓના શહેરની મમતામાં કવિ રાજાઓના રાજનગરને ભૂલી જાય છે. એનો ઉજ્જયિની પ્રત્યેનો પ્રેમ અવંતિ ઉપર ઊભરાઈ પડોશના દશાર્ણ ઉપર પણ રેલાય છે. ચાર શ્લોકે દશાર્ણ અને તેની રાજધાની વિદિશાને વર્ણવી એકમાં નિર્વિન્ધ્યા (નેવજ) અને એકમાં સિંધુ (કાલીસિંધ)નું વર્ણન કરવાને પણ વચમાં કવિ થોભે છે ને પછી ઉજ્જયિની ભણી વળે છે. તેનું વર્ણન કરતાં તે મહાકાલને તો સંભારે જ; પણ ન્હાનકડા ગંધવતી કુંડને એ વીસરતો નથી: એ જોવા જેવું છે. **પૂર્વમેઘ**નો ચોથો ભાગ દશાર્ણ અને અવંતિના અને તેનો પણ મોટો ભાગ ઉજ્જયિનીના વર્ણનથી રોકાયલો છે. કોઈ પણ સ્થળનું એટલું વિસ્તારથી વર્ણન એમાં છે નહિ. અંતરનો ઊભરો વિષયાંતર થતું જોતા રહેતો નથી ને ખાળ્યો ખળાતો પણ નથી.

કાલિદાસે **कुमारसंभव**, **मेघदूत** ને **रघुवंश** એ ત્રણ કાવ્યો રચ્યાં છે, તે **लघुत्रयी**ને નામે ઓળખાય છે અને **बृहत्त्रयी**ની પંક્તિમાં મૂકાય છે. એણે **मालविकाग्निमित्र**, **विक्रमोर्वशीय** અને **अभिज्ञानशाकुन्तल** એ ત્રણ

નાટકો પણ રચ્યાં છે. આ છ ગ્રંથોમાં પહેલો કિયો રચાયો હશે ને પછી કિયો, તે જાણવાને માટે પદ્યબંધની કસોટીની પાછી જરૂર છે. પણ તે આ પ્રસંગે બીજા પ્રકારની છે.

શાસ્ત્રકારોએ સંખ્યાત્મક અનુષ્ટુભમાં વિશિષ્ટાક્ષરની યોજના કરી મૂકી છે, તે પ્રમાણે પ્રત્યેક ચરણનો પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો ગુરુ અપેક્ષિત છે. બંધના સૌંદર્યને માટે બેશક આ રચના ઉત્તમ છે. એને સ્થાને પ્રયોગમાં બીજી વિકલ્પરચનાઓ ઉત્તમ કવિઓની સર્વમાન્ય કૃતિમાં કહીંક કહીંક મળી આવે છે. એ વિસંવાદી ન હોવાથી સાહિત્યે છૂટ (poetic licence)ના નામે કબૂલ રાખી છે. આ છૂટનો ઉપયોગ કોઈ પણ કવિની પહેલી કૃતિમાં સ્વાભાવિક રીતે વધારે હોય છે. જેમ જેમ મહાવરો વધે છે, ભાષા ઉપર કાબુ જામે છે અને કલમ પાકટ થાય છે, તેમ તેમ તેને છૂટનો આશ્રય ઓછો લેવો પડે છે. આવા પ્રકારની છૂટ **કુમારસંભવ**માં અનુષ્ટુભના વિષમ ચરણમાં લગભગ બાવીસ ટકા છે અને **રઘુવંશ**માં માત્ર તેર ટકા છે. કાલિદાસનાં નાટકોમાં પ્રધાન છંદ ગાથા છે; છતાં તેમાં અનુષ્ટુભનો પણ ઠીક ઠીક ઉપયોગ કર્યો છે. ત્રણે નાટકના અનુ-

ષ્ટુભ એકઠા લેઇએ, તો સરવાળો એક સર્ગપૂર થાય છે. આમાં છૂટનું પ્રમાણ લગભગ પંદર ટકા આવે છે. એ હિસાબે **कुमारसंभव** કાલિદાસનું આદિકાવ્ય ઠરે છે. તે પછી તેનાં ત્રણ નાટકો લખાયાં અને છેવટ **रघुवंश** મહાકાવ્ય રચાયું જણાય છે.

**कुमारसंभव** કાવ્ય હાલ સત્તર સર્ગનું મળી આવે છે. એ સર્ગો પૈકી મહાકવિ કાલિદાસની કલમના તો પહેલા આઠ જ સર્ગ છે, એમ મારું માનવું છે. ઉત્તર ભાગનો ચૌદમો તથા પંદરમો સર્ગ જાગતી ઉપજાતિમાં અને સત્તરમો વસંતતિલકામાં છે. **रघु**કાર એ છંદોનો વ્યાપક તરીકે ઉપયોગ કરતો નથી. સર્ગ ૧૫ ને છેડે શાર્દૂલવિક્રીડિત છે. કાલિદાસ એ એકદેશી પણ વાપરતો જાણવામાં નથી. અગિયાર, બાર ને તેર એમ ઉત્તર ભાગના ત્રણ સર્ગ લાગટ ત્રૈષ્ટુભી ઉપજાતિમાં છે. કવિ બેથી વધારે સર્ગ લાગલાગટ એના એ વ્યાપકમાં લખતો નથી. વિશેષમાં છેલ્લા નવ સર્ગમાં રસ પાંખો છે, શૈલી શિથિલ છે ને ભાષા પણ કાલિદાસથી અન્યની છે. આ અને બીજાં કેટલાંક કારણોને લીધે નવથી સત્તર સુધીના સર્ગ ઇતર કવિની કૃતિ સમજાય છે. કદાચ

એ જ કારણને લીધે મલ્લિનાથે ઉત્તર ભાગ ઉપર ટીકા નહિ લખી હોય. અહીં પ્રશ્ન ઊભો થાય છે, કે કાલિદાસે આઠ જ સર્ગ લખી કાવ્ય શું અધૂરું મૂક્યું હશે ? **કુમારસંભવ** તેનું પહેલું જ કાવ્ય હતું. કવિ ઊગતી વયમાં હતો. હજુ તેને કીર્તિ જમાવવાની હતી. તે અધવચ કાવ્ય પડતું મૂકે એ બનવા જોગ નથી. **વિક્રમોર્વશીય**ના છેવટમાં કવિ આયુનો યૌવરાજ્યાભિષેક નારદ મુનિને હાથે કરાવે છે, તે વખતે કાર્તિકેયના સૈનાપત્યાભિષેકનો પ્રસંગ યાદ લાવે છે. તે દ્વારા પોતે પૂર્વે લખેલા મહાકાવ્યનું જાણે એ સ્મરણ કરાવતો હોય એમ લાગે છે. **કુમારસંભવ**નો આ ઉત્તર ભાગ અશ્વઘોષના **બુદ્ધચરિત**ની પેઠે અને કૃતઘ્ન—કુમારદાસના **જાનકીહરણ**ની પેઠે નાશ પામ્યો છે.

**કુમારસંભવ** રચ્યા પછી કવિ નાટકકાર તરીકે બહાર પડે છે. એનું પહેલું નાટક **માલવિકાગ્નિમિત્ર** છે. દૃશ્ય કાવ્યોમાં છંદોના વપરાટનું પત્રક ઊપજાવી જોડે આપ્યું છે તેમાં જોઇશું, તો **માલવિકાગ્નિમિત્ર**, **વિક્રમોર્વશીય** અને **અભિજ્ઞાનશાકુન્તલ**માં વંશસ્થવિલ વસંતતિલકા અને શાર્દૂલવિક્રીડિતની સંખ્યા ઉત્તરોત્તર વધે છે. વળી ત્રણે નાટકોમાં

## પત્રક ૨ [પૃષ્ઠ ૩૦].

## દૃશ્ય કાવ્યમાં છંદોનો વપરાશ.

| દૃશ્ય કાવ્ય. | અનુષ્ટુભ. | આખ્યાનકી. | રથોદ્ધતા. | શાલિની. | વંશસ્થવિલ. | દ્રુતવિલંબિત. | વૈશ્વદેવી. | પ્રહર્ષિણી. | રુચિરા. | મંજુભાષિણી. | વસંતતિલકા. | માલિની. | હરિણી. | શિખરિણી. | મંદાક્રાંતા. | પૃથ્વી. | નર્દટક. | શાર્દૂલવિક્રીડિત. | સુવદના. | સ્રગ્ધરા. | દંડક. | સુંદરી. | અપરવક્ત્ર. | માલભારિણી. | પુષ્પિતાગ્રા. | આર્યા. | ગીતિ. | ઉપગીતિ. | ગલિતક. | અવલંબક. | વિશેષ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| प्रतिज्ञायौगन्धरायण | ૨૭ | ૪ | | ૩ | ૩ | | ૨ | | | | ૮ | ૫ | | ૧ | | | | ૬ | | | | | | | ૩ | | | | | | શાલિનીની પ્રકૃતિ વૈશ્વદેવીનું પ્રયોગબંધમાં છેલ્લું દર્શન; ગાથાનું પ્રથમ દર્શન. પ્રાકૃત કવિતાનો અભાવ. * |
| स्वप्नवासवदत्त | ૨૩ | ૨ | | ૩ | | | ૧ | | | | ૧૧ | | ૧ | ૨ | | | | ૪ | | | | | | | ૨ | ૩ | | | | | |
| मालविकाग्निमित्र | ૧૭ | ૭ | | ૩ | ૩ | ૩ | | ૧ | | | ૫ | ૨ | ૩ | ૧ | ૪ | ૧ | | ૪ | | ૨ | | ૧ | ૧ | ૨ | ૧ | ૩૫ | | | | | વંશસ્થવિલ, વસંતતિલકા, શાર્દૂલવિક્રીડિતનો ઉત્તરોત્તર વધારો. પ્રાકૃત કવિતાનો આદર. પૃથ્વીમાં યતિનો અભાવ. * |
| विक्रमोर्वशीय | ૨૮ | ૫ | | | ૭ | ૪ | | | | | ૧૨ | ૭ | ૫ | ૨ | ૪ | ૧ | | ૧૧ | | | | ૧ | ૧ | ૬ | ૨ | ૨૯ | | | ૧ | | |
| अभिज्ञानशाकुन्तल | ૨૯ | ૧૩ | ૧ | ૧ | ૧૨ | ૫ | | ૨ | ૧ | ૨ | ૩૦ | ૮ | ૩ | ૭ | ૩ | | | ૧૧ | | ૨ | | ૩ | ૨ | ૩ | ૩ | ૩૯ | ૧ | | | | |
| मुद्राराक्षस | ૧૯ | ૩ | | | ૧ | | | ૩ | ૨ | | ૧૯ | ૪ | ૩ | ૧૮ | ૧ | ૧ | | ૩૯ | ૧ | ૨૫ | | | | ૨ | ૧ | ૨૪ | | ૩ | | | પ્રાકૃત કવિતા વધવી. સુવદના. પૃથ્વીમાં યતિનો અભાવ. + |
| प्रियदर्शिका | | ૨ | | | | | | | | | ૫ | ૧ | | ૧ | | | | ૨૧ | | ૮ | | | | | | ૧૧ | | | | | વસંતતિલકા, માલિની, શિખરિણીનો ઉત્તરોત્તર વધારો. છંદોના પ્રકારનો પણ વધારો. પ્રાકૃત છંદ અવલંબક. + |
| नागानन्द | ૨૨ | ૭ | | ૧ | | ૧ | | | | | ૮ | ૨ | ૨ | ૩ | | | | ૩૧ | | ૧૯ | | | | | | ૨૪ | | | | | |
| रत्नावली | ૯ | ૧ | | ૧ | | | | ૧ | | | ૯ | ૩ | ૧ | ૬ | | ૨ | | ૨૩ | | ૧૧ | | | | | | ૧૩ | ૧ | | | ૧ | |
| मालतीमाधव | ૧૨ | ૯ | ૩ | ૨ | ૨ | ૪ | | ૭ | | ૭ | ૪૮ | ૧૨ | ૧૨ | ૨૨ | ૧૫ | ૩ | ૨ | ૩૩ | | ૫ | ૧ | ૧ | ૧ | ૧ | | ૧૦ | | | | | ગાથા. વસંતતિલકાનો ઘટાડો. માલિની શિખરિણીનો વધારો. દંડક. + |
| महावीरचरित | ૧૨૮ | ૨૨ | ૨ | ૫ | ૧ | | | ૯ | | | ૩૭ | ૧૩ | ૫ | ૩૦ | ૧૬ | ૪ | | ૭૬ | | ૨૯ | | | | ૧ | ૩ | ૪ | ૧ | | | | |
| उत्तररामचरित | ૮૮ | ૧૩ | ૩ | ૫ | ૧ | ૨ | | ૭ | | ૫ | ૨૬ | ૧૬ | ૯ | ૩૧ | ૧૩ | ૨ | | ૨૫ | | | | | | ૧ | ૫ | ૨ | | | | | |

* સારા ટૂંકા છંદ ઉપર પ્રીતિ, ગદ્ય અને કવિતાનો રીતસર ઉપયોગ.

\+ મોટાં વૃત્ત ઉપર વધતો જતો મોહ, કવિતાનું પ્રમાણ બહુ વધવું.

અનુષ્ટુભની રચનામાં વિકલ્પાક્ષરની છૂટનું પ્રમાણ પરસ્પર સરખાવિયે છિયે, તો પહેલામાં સૌથી વધારે બીજામાં તેથી ઓછું અને ત્રીજામાં સૌથી ઓછું જોવામાં આવે છે. એ સાબીતી **मालविकाग्निमित्र** પહેલું **विक्रमोर्वशीय** પછી અને **अभिज्ञानशाकुन्तल** છેલ્લું રચાયાનું સિદ્ધ કરે છે. વળી પદાંતે ગુરુને સ્થાને લઘુના પ્રયોગની ગણત્રીથી પણ નાટકોનો એનો એ જ ક્રમ આવી રહે છે. **मालविकाग्निमित्र**માં આવા શિથિલ અંત્યાક્ષર ( weak endings ) આશરે સોળ, **विक्रमोर्वशीय**માં બાર અને **अभिज्ञानशाकुन्तल**માં સાડા અગિયાર ટકા દૃષ્ટિએ પડે છે. જુઓ પત્રક ૨ ને ૫.

**मालविकाग्निमित्र** રચ્યું, ત્યારે કાલિદાસની એક ઊછરતા કવિમાં ગણના થતી હતી. એનું આદિકાવ્ય **कुमार-संभव** પણ તે વખતે શિષ્ટ પુરાણાં કાવ્યની પંક્તિ મેળવી શક્યું ન હતું[1]. જવાન કવિના મનમાં એ કંઈક ખટકે છે. એના આદિનાટકની પ્રસ્તાવનામાં તે એ વિશે વિવેકભર્યા

---

૧ જુઓ **मालविकाग्निमित्र**ની પ્રસ્તાવના:–पारिपा-र्श्विकः। **वर्तमानकवेः कालिदासस्य क्रियायां कथं परि-षदो बहुमानः।** सूत्रधारः। **अयि विवेकविश्रान्तमभिहि-**

પણ અમર્ષના શબ્દમાં ફરિયાદ ઊઠાવે છે. પરંતુ એ ફરિયાદ જેવી ઊઠે છે તેવી જ શમે છે. ઐતિહાસિક નાટકનો પ્રયોગ કવિને એકદમ ખ્યાતિમાં આણે છે. સર્વનાં મનમાં એમ વસે છે કે કાલિદાસની કૃતિ તો ધ્યાનપૂર્વક સાંભળવા જેવી જ હોવી જોઇયે. એ માન્યતા **विक्रमोर्वशीय**ના પ્રયોગથી દૃઢ થાય છે. આ નાટક કવિના સમયમાં બહુ લોકપ્રિય થયું હોવું જોઇયે. શાથી જે આગળ કહેવામાં આવશે તે પ્રમાણે કવિની હયાતી બાદ એક હજાર વરસ સુધી પણ તે રંગભૂમિ ઉપરથી ખસવા પામ્યું ન હતું. એ રીતે રસિક જનને રંજન કરી કવિએ **अभिज्ञानशाकुन्तल**થી વિદ્વાનોને પણ રીઝવી સર્વોપરિ કીર્તિ પ્રાપ્ત કરી. તેઓએ પ્રસન્ન ચિત્તે એક અવાજે જણાવ્યું છે કે 'કાવ્યોમાં નાટક મનોહર છે ને નાટકોમાં શકુંતલા મનોહર છે.' શાંત તપોવનજીવનથી લોભાતા ઋષિમુનિ જેવા સાત્ત્વિક વિદ્વાનોએ આગળ વધી કહ્યું છે કે 'શકુંતલામાં ચોથો અંક મનોહર છે અને તેમાં પણ

---

**तम्। पश्य। पुराणमित्येव न साधु सर्वं न चापि काव्यं नवमित्यवद्यम्। सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते मूढः परप्रत्ययनेयबुद्धिः॥**

પત્રક ૩ [ પૃષ્ઠ ૩૩ ].

## કાલિદાસના અનુષ્ટુભ્માં વિકલ્પરચનાનું પત્રક.

| ગ્રંથનું નામ. | કુલ અનુષ્ટુભ. | વિકલ્પ. | સેંકડે પ્રમાણ. |
|---|---|---|---|
| कुमारसंभव | ૧૫૭ | ૩૫ | ૨૨ |
| नाटकत्रय | ૬૯ | ૧૯ | ૧૪॥। |
| रघुवंश | ૫૪૮ | ૭૧ | ૧૩ |

## કાલિદાસનાં ત્રણ નાટકના અનુષ્ટુભ્માં વિકલ્પરચનાનું પત્રક.

| | | | |
|---|---|---|---|
| मालविकाग्निमित्र | ૧૭ | ૩ | ૧૭॥ |
| विक्रमोर्वशीय | ૨૬ | ૪ | ૧૫। |
| अभिज्ञानशाकुन्तल | ૨૬ | ૩ | ૧૧॥ |

ચાર શ્લોક મનોહર છે[1].'

અહીં **મેઘદૂતનો** સમય વિચારવા ઘડીભર થોભવું પડે છે. એ આખું કાવ્ય કવિએ મંદાક્રાંતા છંદમાં રચ્યું છે. તેથી વિકલ્પાક્ષરની કસોટી એમાં નિરર્થક નીવડે છે. અહીં તો શિથિલાક્ષરની ગણત્રી કામમાં આવે છે. એ ગણત્રી કરતાં ગાથા ગીતિ અનુષ્ટુભ અને ઉપજાતિને તજી દેઇશું; કારણ કે પહેલા બે છંદ માત્રાત્મક છે ને કાલિદાસે તે કાવ્યમાં વાપર્યા નથી; ત્રીજો સંખ્યાત્મક છે; અને ચોથો સ્વતઃ વિકલ્પરચના વાળો છે ને નાટકોમાં સ્વલ્પ સંખ્યામાં મળી આવે છે. એ ચાર છંદ સિવાયનાં વૃત્તોમાં **કુમારસંભવની** અંદર પોણી ત્રેવીસ ટકા પદાંતે શિથિલાક્ષર છે. ત્રણે નાટકો એકત્ર લેતાં તેની અંદર શિથિલાક્ષરનું પ્રમાણ અર્ધોઅર્ધ ઘટી જાય છે ને માત્ર સવાઅગિયાર ને સાડાઅગિયાર ટકાની વચમાં આવે છે. **મેઘદૂતની** અંદર શિથિલાક્ષર તેનાથી સહેજ કમી એટલે કે સવાઅગિયાર ટકા છે. **રઘુવંશની** અંદર તો તે એકદમ ઘટી જઈ સવા ૭ સાડા ૭ ટકા જ આવી રહે છે[2]. **મેઘદૂત**-

---

૧ काव्येषु नाटकं रम्यं तत्रापि च शाकुन्तला।
तत्र चैव चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥

૨ જુઓ જોડેનું પત્રક ૩.

ને ઇસવી નવમા શતકના ઉત્તરાર્ધમાં જિનસેને **पार्श्वाभ्युदय**માં ગૂંથી લીધું તેથી તે હજાર વરસથી જેવું ને તેવું જળવાઈ રહ્યું છે. પણ **रघुवंश**નો છેવટનો ભાગ તો થોડોઘણો નાશ પામ્યો હોય એવું તેના દેખીતા અધૂરાપણા ઉપરથી સમજાય છે.

પદ્યબંધની કસોટી નવી હોવાથી વધારે ખાતરી માટે વિષયાંતરનો દોષ વ્હોરીને પણ બીજાં કેટલાંક દૃશ્ય કાવ્યોને તે લાગુ પાડી જોઇયે. બાણભટ્ટના **हर्षचरित**ના નાયકે **प्रियदर्शिका नागानन्द** ને **रत्नावली** સાતમા શતકના પૂર્વાર્ધમાં રચેલ છે. એ ત્રિપુટીમાં વસંતતિલકા, માલિની અને શિખરિણીનું પ્રમાણ ઉત્તરોત્તર વધે છે. વળી પહેલી કૃતિમાં સાત, બીજીમાં અગિયાર અને ત્રીજીમાં ચૌદ જાતના છંદ વાપર્યા છે. એ ધ્યાનમાં લેતાં જે ક્રમમાં ઉપર નામ આપ્યાં છે તે જ ક્રમમાં મહારાજા હર્ષે એ ત્રણ પ્રયોગબંધ રચ્યા હશે એવું કહી શકાય છે. આવી જ રીતે ‘ પદ્યરચનાના પ્રકાર’માં મેં જણાવ્યું છે તે પ્રમાણે શ્રીકંઠ—ભવભૂતિએ પહેલું **मालतीमाधव**, પછી **महावीरचरित** ને છેલ્લું **उत्तररामचरित** રચ્યું લાગે છે. એમાં ઉત્તરોત્તર ગાથા ને વસંતતિલકા ઘટે છે તથા માલિની ને શિખરિણી વધે છે. વિગત પત્રક ૨ થી ધ્યાનમાં આવશે.

પત્રક ૪ [ પૃષ્ઠ ૩૫ ].

## દૃશ્ય કાવ્યોમાં છંદનું પ્રાધાન્ય અને ઉદ્ધાર.

| કવિ. | પ્રાધાન્ય. | ઉદ્ધાર. |
|---|---|---|
| ભાસ | અનુષ્ટુભ્. | |
| કાલિદાસ | આર્યા, અનુષ્ટુભ્. | |
| વિશાખદત્ત | શાર્દૂલવિક્રીડિત. | આર્યા |
| ભવભૂતિ | શાર્દૂલવિક્રીડિત, વસંતતિલકા | અનુષ્ટુભ્ |

## સાર્વકાલિક વસંતતિલકા.

| કવિ | ભાસ | કાલિદાસ | વિશાખદત્ત | ભવભૂતિ |
|---|---|---|---|---|
| પ્રમાણ | ૯ : | ૧૫ : | ૧૮ : | ૩૭ |

એ છંદ રત્નાકરના **હરવિજય**માં મુખ્ય વ્યાપક બને છે.

સર્વગ્રાહી દૃષ્ટિએ જોનારને દૃશ્ય કાવ્યમાં તે તે સમયે અમુક છંદના પ્રાધાન્યની સાથે સર્વકાળમાં એક છંદને માટે ઉત્તરોત્તર વધતો જતો પક્ષપાત આનંદ ઊપજાવશે. ભાસની કૃતિમાં અનુષ્ટુભ પ્રધાન પદે વિરાજે છે. કાલિદાસ એ પુરાણા સાદા છંદ પ્રત્યે યોગ્ય આદર દર્શાવે છે; પરંતુ ગેયતત્વ જેમાં આગળ પડતું છે એવી ગાથાથી તે રીઝે છે. વિશાખદત્ત પ્રૌઢ શાર્દૂલવિક્રીડિતથી રાચે છે; પણ તે ગાથાને વીસારી મૂકતો નથી. ભવભૂતિ શાર્દૂલવિક્રીડિત સાથે વસંતતિલકાને વધાવી લે છે. આ છેલ્લા છંદનો લોમપ્રતિલોમ બંધ જેવો આશ્ચર્ય ઊપજાવે છે, તેવી જ તેની સાર્વકાલિક ખ્યાતિ ચિત્તને ચમત્કારમાં બૂડાવે છે. ભાસ, કાલિદાસ, વિશાખદત્ત અને ભવભૂતિમાં તેનો પ્રચાર વધ્યો જ જાય છે. આનો ખ્યાલ આપવાને પત્રક ૪ આપ્યું છે, તે નિરાંતે જોયાથી જિજ્ઞાસુને આનંદ થશે.

મહાકવિ કાલિદાસનાં કાવ્ય અને નાટકની વિદ્વાનોને હાથે બહુ પરિશ્રમથી ને કાળજીથી તૈયાર થયેલી આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે. એ આવૃત્તિઓ તેમાંનાં અનેક શંકાસ્થાનથી કવિનું જૂનાપણું પરોક્ષ રીતે સાબીત કરે છે.

પ્રાચીન કાળમાં તાડપત્ર ને ભોજપત્ર ઉપર પુસ્તકો લખાતાં. તેમાં કાગળના જેવી ચીકાશ ન હોવાના કારણથી મેદાનની ગરમ હવામાં બરડપણું વધવાથી તેના ભાગ વહેલા ખરી પડતા. પ્રતો જૂની થતી તેમ વપરાટથી પણ અક્ષરો કહીંક કહીંક ઘસાઈ જતા. સંભાળ રાખતાં છતાં પણ વખતે જંતુઓ સૂંસરાં છિદ્ર પાડતા. આવી રીતે પડેલા અક્ષરોની જગા લહિયા ખાલી મૂકતા; તે વાંચનાર, મળી આવે તો બીજી સારી પ્રત ઉપરથી નહિ તો શક્તિ અનુસાર અટકળથી, પૂરી લેતા. લહિયાના અજ્ઞાનથી પણ મૂળના પાઠ બહુ બગડતા. આ કારણથી સોસવું પડ્યું હોય, તો પ્રાકૃતને અને તેમાં પણ માગધી પ્રાકૃતને વધારેમાં વધારે સોસવું પડ્યું છે[1]. વળી વાંચનારે કોઈ કઠણ પદ કે પંક્તિ ઉપર સમજૂતીને માટે ટિપ્પણી લખી હોય છે, તેને લહિયા મૂળમાં મેળવી દે છે. આ પ્રકા-

---

૧ પ્રતીતિ થવા **अभिज्ञान शाकुन्तल**ના છઠ્ઠા અંકમાં માછીની માગધી ભાષા કોઈ પણ છાપેલી પ્રતમાં તપાસી જોવી. **वेणीसंहार**માં પણ માગધીની તેવી જ દુર્દશા થઈ છે; ઉપરાંત એમાં તો કવિતાનું ગદ્ય બની ગયેલું જોવામાં આવે છે: જુઓ મારા સંસ્કૃત **मुद्राराक्षस**ના બીજા અંકની પહેલી ઉક્તિ ઉપર જે Notes આપેલ છે તે.

રની ભ્રષ્ટતાનાં ઉદાહરણ બાણભટ્ટની **कादम्बरी**માં સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચનારને બહુ મળી આવશે. દૃશ્ય કાવ્યના સંબંધમાં તો બીજી તરફથી પણ બગાડ દાખલ થાય છે. માણગોળાવાળા જેમ લોકને રીઝવવાને હલકા પ્રકારની રમુજ આપનારા ટુચકા સારા કવિના આખ્યાનમાં ઘૂસાડી દે છે, તેમ ફરી ફરી રંગભૂમિ ઉપર આવનારાં લોકપ્રિય નાટકોમાં ભજવનારા લોકરુચિને સંતોખવા કોઈ સ્થળે ક્ષુદ્ર આનંદ ઊપજાવનારા ભાગ ઊમેરી દે છે; બીજે સ્થળે સ્પષ્ટતા સારું ભળતું લખાણ વધારે છે; ને ઇતર સ્થળે નવતર લાગ પડતો ફેરફાર કરી લે છે.

ઉપર કહેવામાં આવ્યું તે બધું એ **विक्रमोर्वशीय**ની મળી આવેલી લિખિત પ્રતોમાં થોડે ઘણે અંશે બન્યું છે. દૃષ્ટાંત તરીકે રંગનાથની **प्रकाशिका** [R] ટીકામાં ત્રીજા અંકના સાતમા શ્લોકમાં **रुचिमावहते** પાઠાંતર આપ્યું છે, જે રા. બા. શંકર પાંડુરંગ પંડિતની પ્રત પ માં પણ મળી આવે છે. પ્રમાણ મનાયલો પાઠ **रविमावसते** છે. આના ઉપરથી પ્રત પ નું વિલક્ષણ પાઠાંતર ક્યારે ઉત્પન્ન થાય, કે જ્યારે આદર્શ-પરંપરામાંની કોઈક પ્રતમાં પાંચમો અક્ષર ખવાઈ ગયો હોય ને

પહેલા બે ઘસાઈ અસ્પષ્ટ બન્યા હોય ત્યારે. એ જ અંકના બારમા શ્લોકમાં **पवित्रकूर्वा**ને બદલે P પ્રતમાં **विचित्रदूर्वा** પાઠ છે, જે વંગ આવૃત્તિમાં એ દૃષ્ટિગોચર થાય છે. આ અર્થ વગરનો પાઠ પણ, આદર્શમાં પહેલો અક્ષર પડેલો ને બીજો અસ્પષ્ટ રહેલો હશે એવું કહી આપે છે. એ શ્લોક પછી સાતમી જ લીટીમાં **असूआपरंमुहं मंतिदं।** એવી ઉક્તિ છે. એમાંના ૨–૪ અક્ષર ખવાઈ જતાં અને ૧૦મો અક્ષર અસ્પષ્ટ બનતાં ખંડિત ઉક્તિ સ્વચ્છંદે પૂરી કરવાના પ્રયત્નમાં **अत्थि अवरं मुहं मंतिदुं।** એવું વિચિત્ર પાઠાંતર ઊભું થયું છે. વળી પાંચમા અંકના ઉપાંત્ય શ્લોકમાં **अभिषिक्तं महासेनं** વગેરે છે; તેની અંદર કોઈક પુરાણી પ્રતમાં ત્રીજો અક્ષર ગળત થયેલો હશે, ત્યાં કોઈએ ઉટંગથી **यु** ગાંઠનું ઊમેરી **अभियुक्तं** યોજી કાઢ્યું છે. વધારે પ્રતીતિ સારું જોડે ગળત ભાગની ઝાંખી કરાવનારું પત્રક આપ્યું છે તે જોવું.

લહિયાના અજ્ઞાનથી પ્રાકૃતના કેવા હાલ થાય છે તે ચોથા અંકના અપભ્રંશ ભાગ ઉપર સહેજ પણ દૃષ્ટિ નાંખતાં જણાઈ આવશે. એમાં ભ્રમર પ્રત્યેની ઉક્તિ તો કોણ જાણે ક્યાં એ ઊડી ગઈ છે. **प्रकाशिका**ના પ્રકાશમાં પણ તેનો પત્તો લાગતો નથી. વળી એક અપભ્રંશ ધ્રુવાને સ્થળે તો તેની સંસ્કૃત

## વિલક્ષણ પાઠાંતરથી થતી ગળત ભાગની ઝાંખી.

| | | પાઠ. | પાઠાંતર. | ગળત ભાગ. |
|---|---|---|---|---|
| | | न | सिचयान्तेन कथंचित् R | આખો ખંડ ગલિત; પાઠાંતર પાઠ સાથે સંબંધ ધરાવતુ નથી. |
| | | नों प्रति भवानालक्षि· तन्प्रार्थनः | कामार्तं जनमञ्जसाभिभवितुं नालम्बिता· श्वासनम् RU | ૮, ૯, ૧૧, ૧૨, ૧૫, ૧૭, ૧૮ ને ૧૯ અક્ષર ખાલી; કઢંગી રીતે પૂર્યા છે. |
| ६८ | ८ | क्रीडावेश्मनि चैष पञ्जरशुकः | क्रीडावेश्मनिवेशिपञ्जरशुकः J | ૭ મો અક્ષર ખાલી, ૬ ઠ્ઠો અસ્પષ્ટ; પાઠાંતર ભળતું. |
| ७६ | ८-९ | निभृतैर्व्यपत्रपन्ते दयितानुशयैर्मन· स्विन्यः | विविधैरनुतप्यन्ते दयितानुनयैर्मनस्विन्यः U | ૧, ૩, ૫ ને ૧૩ અક્ષર ખાલી, ૬ ને ૭ અસ્પષ્ટ. विविधैः પદ નિરર્થક. |
| ७७ | ६ | पुव्वदिसामुहं आलोअसुहअं दीसदि | पुव्वदिसामुहं आलोहिदप्पहं दीसदि R | ૯, ૧૨ અક્ષર ખાલી; પાઠાંતર ભળતું. |
| ७८ | ६ | रविमावसते सतां क्रियायै | रुचिंमावहते सतां क्रियायै U | ૫ ખાલી, ૧ અસ્પષ્ટ; પાઠાંતર કઢંગું. |
| ८१ | ७ | णीलंसुअपरिग्गहो | णीलमणिपरिग्गहो J | ૩-૪ અક્ષર ખાલી; પાઠાંતર ખોટું. |
| ९० | ७ | पवित्रदूर्वाङ्कुरलाञ्छितालका | विचित्रदूर्वाङ्कुरलाञ्छितालका P | ૧ ખાલી, ૨ અસ્પષ્ટ; પાઠાંતર ખોટું. |
| ९२ | १ | असूआपरंमुहं मन्तिदं | अत्थि अवरं मुहं मन्तिदुं दे R J | ૨-૪ ખાલી, ૧૦ અસ્પષ્ટ; પાઠાંતર તદ્દન અવળું. |
| १७० | ८ | अभिषिक्तं महासेनं | अभियुक्तं महासेनं R | ૩ ખાલી; પાઠાંતર ખોટું. |

## પત્રક ૬ [ પૃષ્ઠ ૩૯ ].

# મૂળમાં ભળી ગયેલી ટિપ્પણી.

| પૃષ્ઠ | પંક્તિ | ટિપ્પણીવાળો પાઠ. | મૂળનો ને ટિપ્પણીનો વિવેક. |
|---|---|---|---|
| ૧૬ | ૬ | **रथवेगेन** | **वेगेन** મૂળ; 'रय ટિપ્પણી, ભ્રષ્ટ પાઠ **रथ.** |
| ૧૭ | ૫ | **यशोराशिमुपश्रुत्य** J | **जयोदाहरण** મૂળ; તેને સ્થાને **यशः** ટિપ્પણી, પદરચના ખાતર **राशिम्**નો ઉમેરો. |
| ૨૦ | ૬ | **अरालनेत्रा** J | **अपाङ्ग** મૂળ; તેને સ્થાને **अराल** ટિપ્પણી. |
| ૨૫ | ૪ | **पेक्खदि** B **अवलोपदि** AN **आलोपादि** U. | **उवेक्खदि** મૂળ, ભ્રષ્ટ પાઠ **अवेक्खदि**, આના ઉપર **अवलोपादि, आ लोपादि** ટિપ્પણી. |
| ૭૮ | ૮ | **ण दीसदि पव्वा सा उव्वसी** J | **णं दीसदि पव्व सा** મૂળ, **ण दीसदि पव्व सा** ભ્રષ્ટ પાઠ, આના છેલ્લા શબ્દ ઉપર **उव्वसी** ટિપ્પણી. |
| ૧૦૫ | ૧ | **अच्छरावारपज्जापण** | **अच्छरापज्जापण** મૂળ, તેના છેલ્લા શબ્દ ઉપર **वार** ટિપ્પણી, તેનો ભ્રષ્ટ પાઠ **वा वार** J |
| ૧૨૨ | ૧ | **अद्य जीवितम्** J | પછી આવનાર શ્લોકની અવતરણિકારૂપ ટિપ્પણી. |

છાયા જ ગોઠવાઈ ગઈ છે; એ છાયાના ગદ્યને, ધ્રુવાના લક્ષણે ભૂલાવો ખાઈ, **प्रकाशिका**કાર પદ્યરૂપ ગણે છે ને ગલિતકના નામથી તેને ઓળખાવે પણ છે। ઉર્વશીનો રાજા ઉપરનો પત્ર જે શિષ્ટ પ્રાકૃતમાં છે, તે પણ વિકાર પામ્યો છે; જો કે તેનું પદ્યસ્વરૂપ અનેક પાઠાંતરોની મદદથી જાળવી શકાય છે. પંડિત જીવાનંદ વિદ્યાસાગરની આવૃત્તિ[J]માં આ એક છંદ બે બની જાય છે, ગાથા ને ઉદ્દ્ગીતિ; અને તે પણ છંદોભંગથી દૂષિત.

ટિપ્પણી મૂળમાં ભળી જઈ **विक्रमोर्वशीय**ની લિખિત પ્રતોમાં પાઠ બગડ્યા છે, તેનાં ઉદાહરણ પણ થોડાંક જોડેના પત્રકમાં આપ્યાં છે. અહીં **वेग** ઉપરની ટિપ્પણી **रय** તે ભ્રષ્ટ **रथ** રૂપે, **जयोदाहरण**ની ટિપ્પણી **यशः**[1] તે ગદ્યને અનુષ્ટુભમાં ગોઠવવાના લોભમાં **यशोराशि** રૂપે અને **पजाम**-ની ટિપ્પણી **वार** એના એ જ રૂપે અને ભ્રષ્ટ **वावार** રૂપે[2] મૂળમાં ભળી ગયેલી મળી આવે છે. બીજાની પણ હકીકત પત્રકમાં ટૂંકામાં આપી છે.

---

૧ જુઓ **अभिधानचिन्तामणि** કોશઃ—**यशो जयोदाहरणम्** । ૨ જુઓ પંડિત જીવાનંદ વિદ્યાસાગરની આવૃત્તિ.

ભજવનારે સો વસા કર્યા હોય એવા ફેરફાર પણ આ નાટકની લિખિત પ્રતોમાં ઓછા નથી. જોડે આપેલા પત્ર-૧નું ઉદાહરણ અઢારમું સામાન્ય પ્રેક્ષકોને હસાવવા માટે કરેલો વધારો જ છે. સ્થિરયૌવના અપ્સરાનો કવિ આ રીતનો પરિહાસ ન કરાવે. ઉદાહરણ ત્રીજું પણ સ્થૂળબુદ્ધિને વિનોદ ઉપજાવનારો વધારો છે. **મસણ્ણા મોઆવિનું** અને **कुम्भोआ विअ**માં પુનરુક્તિ ન ગણતાં **मे पाडिहादि।** સુધીનો ભાગ કદી કાલિદાસનો કહિયે, પણ **मोआविस्सं दाव** વગેરે તો એ રસિક કવિનું હોઈ શકે નહિ. કેમકે વેલ અને વૈજયંતીની ગાંઠને મિષે રાજા અને ઉર્વશીની પ્રીતિની ગાંઠ વિશે 'આ તો ભાગ્યે જ છૂટે એવી છે' એવું વ્યંગ્યમાં જણાવી, એની એ ઉક્તિમાં વેલ અને વૈજયંતીની ગાંઠને ઉદ્દેશીને **मोआविस्सं दाव** વગેરે કહેવાથી રાજા અને ઉર્વશીની પ્રીતિની ગાંઠ છોડાવવાની અતિ વિપરીત ભાવના ઉત્પન્ન થાય છે. ઉદાહરણ બીજાની ગાથા એના પૂર્વે ગયેલા શ્લોકની પુનરુક્તિ છે, તે સામાન્ય પ્રેક્ષકની વિકારી દૃષ્ટિ પોખવા વ્હોરી લીધી હોય એમ જણાય છે. ઉદાહરણ ૪, ૫, ૮, ૧૨, ૧૫ વગેરે સ્પષ્ટતા સારું કરેલા

## પત્રક ૭ [પૃષ્ઠ ૪૦].

## ભજવનારે કરી નાંખેલા ફેરફાર.

| પૃષ્ઠ. | પંક્તિ. | ફેરફાર. |
|---|---|---|
| ૭ | ૧ | मेनका । मा दे संसओ भोदु । रम्भा । णं कुज्जओ दाणवा । मेनका । उवङ्गिदसंपराओ महिन्दो R |
| १४ | १ | सहजन्या । सहि तुमं भणासि कुज्जओ दाणवो त्ति। R |
| ૯ | ૩, ૪ વચ્ચે વધારો | अपि च । मन्दारकुसुमदाम्ना गुरुरस्याः सूच्यते हृदयकम्पः । मुहुरुच्छ्वसता मध्ये परिणाहवतोः पयोधरयोः॥ R |
| ૧૯,૨૦ | ૫–૬, ૧ | चित्रलेखा । अं अइ दिढं खु लग्गा सा । असक्का मोआविदुं । उर्वशी । अलं पडिहासेण । मोआवेहि दाव णं । चित्रलेखा । अं दुम्मोआ विअ मे पडिहादि । तह वि मोआविस्सं दाव । उर्वशी । पिअसहि सुमरेहि खु एदं अत्तणो वअणं । R. |
| ૨૦ | ૧૪–૧૫ | सूतस्तथा करोति । राजा नाट्येनारोहति । उर्वशी सस्पृहं राजानमवलोकयन्ती । अवि णाम पुणो वि उवआरिणं एदं पेक्खिस्सं । इति सगन्धर्वा सह सखीभिर्निष्क्रान्ता । R |
| ૩૮ | ૧–૨ | उर्वशी । सहि हेमऊडसिहरे लदाविडवे लग्गं वैजअन्तिअं मोआवेहित्ति मए भणिदा । तुए उण उअहसिअ भणिदम्हि । दिढं खु लग्गा । ण सक्का मोआविदुं । दाणिं पुच्छसि कहिं अणिहिट्ठकारणं गच्छीअदि । R |
| ૩૯ | ૩–૫ | चित्रलेखा । सअं एव्व साहु संपधारीअदु दाव । उर्वशी । मअणो खु मं णिओएदि । किं एत्थ संपधारीअदि । |
| ૪૦ | ૪ | उर्वशी सलज्जम् । ताए पओअं सव्वं सुमरेसि । चित्रलेखा । हिअओ एदं सव्वं जाणादि । R उर्वशी। सहि हिअअं एदं सव्वं जाणादि ज्जेव। मम उण तधा वि अदिभएण अणिच्छओ । J |
| ૮૪ | ૩ | नास्त्यशक्यं दैवस्य । गृहीत्वा० J |
| ૬૪ | ૨–૫ | विदूषकः जनान्तिकम् । लोत्तेण सूइदस्स कुम्भीलअस्स अत्थि वा पडिवअणं । राजा अपवार्य । मूढ नायं परिहासकालः । प्रकाशम् । नेदं पत्रं मया मृग्यते । तत् खलु मन्त्रपत्रं यदन्वेषणाय ममायमारम्भः । R |
| ૮૩,૮૪ | ૬–૭, ૧ | उर्वशी । अवेहि । हिअअं ण मे पत्तिआदि । हला चित्तलेहे हिअए काऊण किंपि जप्पेसि । पिअसमागमस्स अग्गदो ज्जेव अणेण अवहरिदं हिअअं R |
| ૧૦૧ | ૭–૧૦ | उर्वशी । अहहे वज्जलेवघडिदं विअ मे हत्थजुअलं ण समत्थहि अवणेदुं । इति तथा मुकुलिताक्षी चक्षुषोर्हस्तावपनीय ससाध्वसा तिष्ठति । राजा हस्ताभ्यां गृहीत्वा परिवर्तयति । उर्वशी कथंचिदुपसृत्य । जअदु जअदु महाराओ । चित्रलेखा । सुहं वअस्सस्स । RU |
| ૧૧૦ | ૬–૭ | सहजन्या । अलहुणा खु सा । दूरारूढो अ से पणओ । ता भविदव्वदा एत्थ बलवदी । तदो तदो R |
| ૧૧૧ | ૮ | चित्रलेखा । तदो सो वि तस्सिं एव्व काणणे पिअसहीं अण्णेसअन्तो उम्मत्तीभूदो इदो उव्वसी तदो उव्वसित्ति कदुअ अहो०। R |
| ૧૧૨ | ૨, ૩ વચ્ચે વધારો | सहजन्या । सहि अत्थि कोवि समागमोवाओ । चित्रलेखा। गोरीचरणराअसंभवं संगमणमणिं वज्जिअ कुदो से समागमोवाओ । R |
| ૧૧૬ | ૭ના આરંભે | भवतु । आदास्ये तावत् । R |
| ૧૨૪ | ૪ ની અંદર | कथमन्धकारः। भवतु । विद्युत्प्रकाशेनावलोकयामि ।R |
| ૧૨૬ | ૬નાઆરંભે વધારો | कथं तूष्णीमेवास्ते । R |
| ૧૪૭ | ૨, ૩ વચ્ચે વધારો | विदूषकः । मा बुद्धिं मं राआ परिहरिस्सदित्ति । राजा । कृतं परिहासेन । चिन्त्यताम् । R N P B U K |
| ૧૭૧ | ૮, ૯ વચ્ચે વધારો | अपिच सर्वस्तरतु दुर्गाणि सर्वो भद्राणि पश्यतु । सर्वः कामानवाप्नोतु सर्वः सर्वत्र नन्दतु ॥R U K |

ફેરફાર છે. બાકીનાં ઘણુંખરાં ઉદાહરણ બળના વધારારૂપ છે. લંબાણ થઈ જવાના ભયે અહીં તેમનો નિર્દેશ કરીને જ અટકું છું.

કવિતા હોવાથી ને તે પણ તાલબદ્ધ ગેય હોવાથી જે જળવાઈ રહેવી જોઇયે, તે ગાથાને પણ આ નાટકની લિખિત પ્રતોમાં કાળનો ભારે ઘસારો લાગ્યો છે. ત્રીજા અંકનો ચૌદમો છંદ ગાથા મટી એક નહિ પણ ત્રણ (A B P) પ્રતોમાં અનુષ્ટુભરૂપે દેખા દે છે. આવું જ વિલક્ષણ પરિવર્તન ચોથા અંકના બત્રીસમા છંદનું વંગ આવૃત્તિઓમાં થયેલું જોઇયે છિયે. એ જ અંકનો સત્તાવીસમો છંદ બધી પ્રતોમાં અનુષ્ટુભરૂપે મળી આવે છે. પરંતુ તે મૂળ ગાથા હશે એવું મારું માનવું છે. **कथं, यथाक्रमं दृष्टेत्याह।** એવું જે તરત જ રાજા કહે છે, તે ઉપરથી પૂર્વના શ્લોકના અંતભાગમાં **दृष्टा** પદ હોવું જોઇયે. હવે અનુષ્ટુભના છેડે બે ગુરુ કદી પણ આવે જ નહિ. તેથી સ્પષ્ટ છે કે કાલિદાસે અનુષ્ટુભ લખેલો ન હોવો જોઇયે. ગાથામાં બે ગુરુ છેડે સુખે આવી શકે છે. બે ગાથાના અનુષ્ટુભ થઈ ગયેલા આપણી સન્મુખ પડ્યા છે. તેથી આ અનુષ્ટુભ પણ ગાથાની

વિકૃતિ હશે એમ હું ધારું છું. એ અનુષ્ટુભ NN, સિવા-યની બીજી બધી પ્રતના **वनोद्देशे** પાઠથી વાલ્મિકીય **रामा-यण**ના **अरण्यकाण्ड**ના ચોસઠમા અધ્યાયમાં માત્ર **सर्व**ને ઠેકાણે **कश्चित्**ના ફેરફારથી મળી આવે છે, તે વાત પણ ધ્યાનમાં લેવાની છે. આ વિશે સવિસ્તર ઊહાપોહ સંસ્કૃત **विक्रमोर्वशीय**માં જ આવી શકે; માટે અહીં આટલેથી પતાવું છું.

કાલિદાસનાં બીજાં બે નાટકોમાં અને **विक्रमोर्वशीय**-માં એક લક્ષ ખેંચે એવો ભેદ છે. બીજાં નાટકોમાં સંસ્કૃત અને પ્રાકૃતની તથા ગદ્ય અને પદ્યની પ્રસાદમય ફૂલગુંથણી છે, તેમ **विक्रमोर्वशीय**ના ચોથા અંકમાં નથી. એ અંક તો લગભગ બધો એ સંસ્કૃતમાં છે, અને બીજા અંકો સાથે મુકાબલામાં સંસ્કૃત છંદની સંખ્યા પણ એમાં બમણી છે, આથી અપભ્રંશકાળમાં એ નાટક ભજવનારા મૂઝવાયા જણાય છે. અપભ્રંશભાષી રસિક પ્રેક્ષકો નાટકનું પ્રાકૃત સમજી શકે એવું હતું. કેમકે તે બહુ ભાગે ગદ્યમાં અને ક્વચિત સરળ પદ્યમાં હતું. બીજા અંકોના સંસ્કૃતનો ભાવાર્થ પણ પ્રાકૃત ઉક્તિઓના સાહચર્યથી અને

પાત્રોના અભિનયથી કળી શકાતો. પરંતુ ચોથો અંક તો એક જ સંસ્કૃત બોલનાર પાત્રનો અને તે પણ રમ્ય કલ્પનામય વૃત્તાંતોવાળો હોઈ અપભ્રંશ બોલનારા પ્રેક્ષકોને કેવળ દુર્બોધ નીવડે એવો હતો. આથી भरतनाट्यशास्त्रના બત્રીસમા અધ્યાયની ધ્રુવા વાપરી અન્યોક્તિ દ્વારા રાજાના સંચારથી પ્રેક્ષકને વાકેફ રાખવાનું કોઈને સૂઝ્યું. આ પ્રાવેશિકી અવસ્થાનિકા નિષ્ક્રમણી આદિ ધ્રુવાઓ લોકપ્રિય માત્રાત્મક છંદોમાં અપભ્રંશમાં જ રચવામાં આવી. એનાથી નાટકમાં સંગીતતત્ત્વનો બહોળો ઉમેરો થયો. આવી ધ્રુવાઓ ચોથા અંકમાં કુલ ૧૯ છે. ઉપરાંત સંસ્કૃતમાં રાજા શું બોલે છે તેનો ટૂંકામાં ખ્યાલ આપવાને અપભ્રંશમાં પદ્યાત્મક ઉક્તિઓ પણ રચાઈ. આ ધ્રુવાભિન્ન ઉક્તિઓ કુલ ૧૩ છે. એ રીતે રસિક પ્રેક્ષકની જિજ્ઞાસા તૃપ્ત કરવા ચોથા અંકનો ક્ષેપક અપભ્રંશભાગ અસ્તિત્વમાં આવ્યો.

આ ક્ષેપક ભાગની અપભ્રંશ બોલી કેટલાક અંશમાં હૈમ વ્યાકરણના અપભ્રંશથી વિકૃત છે; પરંતુ તે प्राकृतपिङ्गल જેટલી વિકૃત નથી. એથી કરીને એ ક્ષેપક ભાગ હેમાચાર્ય પછી પણ प्राकृतपिङ्गलકાર પહેલાં કોઈએ રચ્યો

કરે છે. એની એક ધ્રુવામાં પૂર્વ દિશાના પવને ઉછળતા મોજા-વાળા સમુદ્રનું નિરૂપણ છે; તેથી તે બંગાળાના ઉપસાગરના કાંઠાના કોઇક દેશમાં—કદાચ બંગાળમાં રચાયો હશે. કોઈ પણ નાટક તેના કર્તાના મરણ પછી સૈકાંનાં સૈકાં ભજવાયાનું લેખી પ્રમાણ હોય, તો **विक्रमोर्वशीय**નો આ પ્રાકૃતને નામે ફૂટી મરાતો, પુનરુક્તિનો આભાસ ઉપજાવતો, નિરુપયોગી જણાતો ને તજી દેવાતો ક્ષેપકભૂત અપભ્રંશભાગ છે.

આ ભાગની ધ્રુવાઓ નેપથ્યગત ગાયકમંડળ ગાતું હશે, એવું **भरतनाट्यशास्त्र**ને આધારે કહી શકિયે છિયે. ધ્રુવાને લગતી નાટચસૂચિથી જણાય છે, કે પ્રાવેશિકી અને નિષ્ક્રમણી સિવાયની ધ્રુવાઓનો ભાવ રંગભૂમિ ઉપર રાજા નેપથ્યગત ગાયન દરમ્યાન અનેક પ્રકારના નૃત્તથી પ્રદર્શિત કરતો. જે ગાયકમંડળ ધ્રુવા ગાતું તે અપભ્રંશ ઉક્તિ પણ બોલતું ને રાજા માત્ર તેનો ભાવ અભિનયથી બતાવતો, એમ ઉક્તિના સંબંધમાં પણ સમજાય છે.

કાલિદાસના સમયમાં દેશની અને રાજ્યની સ્થિતિ કેવી હતી, લોક પ્રાકૃત કયું હતું ને તે કેટલું ખીલવા પામ્યું

હતું, સંસ્કૃત સાહિત્ય કેવું ખેડાયું હતું, અભિનયવિદ્યા કેટલી આગળ વધી હતી, તત્ત્વજ્ઞાન કળા અને સાહિત્ય સંબંધી કવિના વિચાર શા હતા આદિ અનેક પ્રશ્નો સંસ્કૃત વાઙ્મયતીર્થમાં કાયમ વસનારા તપોધનોને હાથે સ્વતંત્ર ચર્ચાની વાટ જુએ છે. મારો પ્રયત્ન તો માત્ર તીર્થસ્નાન કરી ઊતારે પાછા વળતાં માર્ગમાં શંકરને જળ ચઢાવનારા જાત્રાળુના જેવો છે[1].

पाऊण णिरवसेसं कुसुमरसं अत्तणो कुसलआए।
जं उग्गिरेइ भमरो अण्णाणं तं कुणउ कज्जं ॥

विशाखदत्तस्य।

---

૧ આ લેખમાં સુબંધુ, વસુબંધુ, દિઙ્નાગ, વિક્રમાદિત્ય, માતૃગુપ્ત, ભાસ વગેરેના સમયનિર્ણય બાબત, તે તે કવિની કૃતિઓના રચનાક્રમ બાબત, **कुमारसंभव** ને **रघुवंश**ની અપૂર્ણતા બાબત, તથા **विक्रमोर्वशीय**ના ચોથા અંકના ક્ષેપક ભાગના અપભ્રંશ બાબત સર્વ લખાણ મારું પોતાનું છે; ને તેના સત્યાસત્ય બાબત હું પોતે જવાબદાર છું.

ગરવી ગુજરી વાડીમાં
ફૂલેલી ફૂંખ અગાડી આ,
તે ડાળ ડાળ ડાંખળીએ
પાને પાને કૂંપળીએ
પાંખે પાંખે નસે નસે
સજીવન અણુ અણુએ વિકસે;
ને ધીરું ધીરું કે ધસમસતું,
ઝાંખુંપાંખું કે ઝગઝગતું,
જેવું ને તેવું જ વહે રસઝરણું રમતું,
ગરવું ગાન ગુંજી રંજવતું;
વળી આ ધજ ધરણી
વિદ્યાધરની
જીવન નવું અર્પી સંજીવની
ખુબી અનેરી ખીલવે ઘણી.

આ જૂના પણ નવાસવા
રોપરૂપ પર વાયુ વાઈ ફવાસવા
એ કંઈ કાળે
ફૂલે ફાલે
ભાવભરી ભરપૂર સંભાળે;
ને વૃંદાવનના પ્રસિદ્ધ વનમાળીએ
મંથનના નવનીતરૂપ તરુ ભાળીને
પારિજાત સુરવનથી આણી પમરાવી કાંચનપુરી;
ત્યમ આ વિદ્યારણ્યતણા વનમાળીની
રુચિર રસથાલિની
કુસુમ ગિર્વાણની
મોરી મોરી મંજરી નૂતન
બહલાવી બહલાવી મધુકણ
ફોરી ફોરી ફૂલનો પરાગ ઘન
મચવો અવ નવી મોહની !

## પાત્ર

| | |
|---|---|
| પુરૂરવા | પ્રતિષ્ઠાનનો રાજા. |
| માણવક | તેનો ખાસ મિત્ર. |
| કાશીરાજપુત્રી | પુરૂરવાની રાણી. |
| નિપુણિકા | તેની વિશ્વાસુ દાસી. |
| ઉર્વશી | પુરૂરવામાં આસક્ત થનારી અપ્સરા. |
| ચિત્રલેખા | તેની પ્રિયસખી, એક અપ્સરા. |
| રંભા<br>સહજન્યા<br>મેનકા | બીજી અપ્સરાઓ, ઉર્વશીની અને ચિત્રલેખાની સખીઓ. |
| આયુ | પુરૂરવા અને ઉર્વશીનો પુત્ર. |
| ચિત્રરથ | ગંધર્વોનો રાજા. |
| નારદ | પ્રસિદ્ધ દેવમુનિ. |
| ગાલવ<br>પૈલ | સ્વર્ગના નાટયાચાર્ય ભરત મુનિના શિષ્ય. |
| સત્યવતી | ચ્યવન મુનિના આશ્રમની તાપસી. |

ઉપરાંત સૂત્રધાર, નટ, કંચુકી, વૈતાલિક, સારથિ, કિરાતી–યવની આદિ રાજસેવક વગેરે.

## સ્થળ

અંક ૧ માં હેમકૂટ, અંક ૨–૩ માં પ્રતિષ્ઠાન, અંક ૪ માં ગંધમાદન વન અને અંક ૫ માં પાછું પ્રતિષ્ઠાન.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૬ | હેમકૂટના | હેમકૂટના |
| | ૧૧ | તે ાવી | તેડાવી |
| ૭ | ૧૮ | *રાજા | રાજા |
| ૧૧ | ૧૨ | સાર૦ | *સાર૦ |
| ૧૬ | ૧૦ | *નિપુણિકા | નિપુણિકા |
| ૧૮ | ૧૬ | પડદા | *પડદા |
| ૩૧ | ૧૬ | *ઉર્વ | *માણ૦ |
| ૪૫ | ૨ | ગુરુજીને | ગુરુજીનો |
| ૬૩ | ૧૫ | વ્હાલાના | વ્હાલના |
| ૬૪ | ૪ | ચાલતું | સાલતુ |
| ૭૮ | ૧૪ | વૃત્તિથી | આવૃત્તિથી |
| ૭૯ | ૧૫ | દ્રાવના | દ્રાવનો |
| ૮૫ | ૧ન | વ્હાલાંને | વ્હાલાંને |
| ૯૮ | ૪ | ધૈય | ધૈર્ય |
| ૧૦૦ | ૧૩ | વચ્છ | વચ્છ ! |
| ૧૦૧ | ૧૩ | વીનય | વિનય |
| ૧૦૬ | ૧૪ | 'સરીએ | ધૂંસરીએ |
| ૧૨૫ | ૭ | છતાં તેના કેમ | છતાં કેમ |
| ૧૩૮ | ૯ | ધસા | ધસી |
| | ૧૧ | રતા | રતી |

# પરાક્રમની પ્રસાદી.

## પ્રસ્તાવના.

[* **સૂત્રધાર** પ્રવેશ કરી]

[શાર્દૂલવિક્રીડિત.]

વિશ્વે વ્યાપક એક પુરુષ કરી વેદાંત જેને ભણે;
સંજ્ઞા ઈશ્વરની જથારથ ધરે જેને જ, ના અન્યને;
રોધી પ્રાણ મુમુક્ષુ અંતર વિશે શોધે વળી જેહને;
શંભુ ભાવની ભક્તિએ સુલભ તે શંભુ જ હો સર્વને. ૧

[પડદા ભણી મુખથી] અરે વડા નટ! અહીં આવો તો.

[**વડો નટ** પ્રવેશ કરી] જી, આવ્યો.

[**સૂત્ર૦**] સભાજનોને મેં પૂર્વ કવિઓના ખેલ પુષ્કળ ભજવી બતાવ્યા છે. તે હું આજ એમના આગળ **પરાક્રમની પ્રસાદી** નામે નવીન નાટક ભજવવા માગું છું. માટે સૌ ખેલાડીને કહો કે પોતપોતાના કામમાં સાવધાન રહે. જુઓ, એટલું કરો.

[વડો નટ ] આ ચાલ્યો. [જાય છે.]

[સૂત્ર૦]–હું પણ માનવંત સભાજનોને વિનંતી કરું છું કે આ મારી

[ગાથા ]

અરજ ઉપર મ્હેર-જ-થી, અથવા તો રસની લ્હેરની લ્હેર-જ-થી,
કૃતિ કાલિદાસકેરી ધ્યાને ધરિયે ઊંડ ધારજથી. ૨

[*આકાશમાં ચીસ સંભળાય છે.]

[સૂત્ર૦ ધ્યાન દેઈ] અરે ! આ હું વિનંતી કરું છું ને એકાએક ટળવળતી ટીટોડીઓના સરખી કારમી ચીસ આકાશમાં શી ? [વિચાર કરી] હાં, સમજ્યો.

[વસંતતિલકા.]

નારાયણે સરજી ઊરુથી ઉર્વશી જે,
આરાધી આજ અલકેશ વળી હતી તે;
એને બળે હરી જતાં વચમાં સુરારિ,
આ અપ્સરા ટળવળે કરી ચીચિયારી. ૩

[જાય છે.]



## અંક ૧.

[આકાશમાર્ગે અપ્સરાઓ પ્રવેશ કરે છે.]

[અપ્સ૦] ધાઓ, રે કોઇ ધાઓ! જેને દેવ વ્હાલા હોય ને જેની આકાશમાં ગતિ હોય, તે અમારી વ્હારે ધાઓ!

[એવે સારથિ સહિત રથમાં બેઠેલો રાજા પુરૂરવા પ્રવેશ કરે છે.]

[રાજા] આક્રંદ માં કરો અને મને કહો, કે કોના સામે વ્હારે ચડવાનું છે? હું પુરૂરવા છું ને સૂર્ય ભગવાનની વંદના કરી પાછો વળું છું.

[રંભા] બ્હેકી ગયેલા અસુરો સામે.

[રાજા] બ્હેકી ગયેલા અસુરોએ તમારા ઉપર શો જુલમ ગુજાર્યો છે?

[મેનકા] સાંભળિયે, મહારાજ! ઉગ્ર તપથી બ્હીના રહેના મહાન ઇંદ્રનું જે સુકુમાર અસ્ત્ર કહેવાય છે, રૂપના ગર્વે મત્ત લક્ષ્મીનું માન ઉતારનાર મૂર્તિ મનાય છે અને સ્વર્ગનો શણગાર ગણાય છે, તે અમારી પ્રિય સખી ઉર્વશી કુબેર ભગવાનના ભવનથી પાછી વળી આવતી હતી. તેવામાં અધવચ એકાએક ક્યાંથી એ હિરણ્યપુરનો વાસી કેશિ

દાનવ ચડી આવ્યો ને ચિત્રલેખા સાથે એને ઉપાડી ચાલતો થયો.

[**રાજા**] જાણો છો કઈ દિશામાં એ દુષ્ટ ગયો તે ?

[**સહજન્યા**] ઈશાન દિશામાં.

[**રાજા**] તો–તમે સંતાપ છાંડો–તમારી સખીને છોડાવી લાવવા હું આ ચાલ્યો.

[**રંભા**] ચંદ્ર ભગવાનના પૌત્રે[1] સંતાપ હરવો યુક્ત જ છે.

[**રાજા**] –પણ તમે મારી વાટ ક્યાં જોશો ?

[**અપ્સ૦**] પેલા હેમકૂટના શિખરે.

[**રાજા**] સારથિ ! ઈશાન દિશામાં ઘોડા મારી મૂકો.

[**સાર૦**] આજ્ઞા, આયુષ્માન !

[**રાજા** રથ પૂરપાટ જતો જોઈ] શાબાશ, શાબાશ ! આ વેગે તો ગરુડ આગળ ગયો હોય તે પણ પકડી પડાય, તો પછી એ મહાન ઇંદ્રના અપરાધીના શા હીસાબ ?

[શાર્દૂલવિક્રીડિત.]

એ જુઓ ઘનવૃંદ રેણુ સરિખું ઊડે વટાઈ જઈ !
આરા ઓર જ ચક્રના ભ્રમણથી વર્તાય આરા મંહી !

૧. ચંદ્રનો પુત્ર બુધ ને બુધનો પુરૂરવા.

ચિત્રે ચિત્રિતતુલ્ય લાંબી ચમરી છે અશ્વશાશે સહી !
દંડાગ્રે અણુી સૂક્ષ્મી સીધી જ ધ્વજા વેગાનિલે છે રહી ! ૪

[ સારથિ સહિત રાજા રથમાં રવાને થઈ જાય છે. ]

[**રંભા**] ચાલો, સખીઓ, આપણે નીમેલે સ્થાને જઈને બેસિયે.

[***સહ૦ ને મેન૦**] હા, ચાલો.

[સર્વે હેમકૂટના શિખરે જઈને બેસે છે.]

[**રંભા**] સખીઓ ! એ રાજર્ષિ આપણા હૃદયનું શલ્ય હરશે ખરા ?

[**મેન૦**] એ વાતનો તું લગારે સંશય રાખીશ નહિ, બહેન. જંગ જાગે છે ત્યારે મહેંદ્ર પોતે વિજયનાં વાજાં વજડાવવા મધ્યમલોકથી સનમાન સાથે તેડાવી એમને જ સેનાપતિ નીમે છે.

[**રંભા**] પ્રભુ કરે ને આ ટાણે પણ એમનો જયજયકાર વર્તો

[**સહ૦ એક ક્ષણ રહીને**] હઠ્યું હાથ રાખ, બહેન ! જો, પણે આકાશમાં હરણની ધજા ફરકે, ને આ દેખાય એ રાજર્ષિનો સોમદત્ત રથ. કાર્ય કર્યા વિના એ પાછા ફરે નહિ.

[ એવે ચિત્રલેખાએ ટેકવેલી મૂર્છિત ઉર્વશીને લેઈ સારથિ
સહિત રાજા રથમાં પ્રવેશ કરે છે. ]

[ચિત્ર૦] સ્વસ્થ થા, બહેન, સ્વસ્થ થા.

[રાજા] સુંદરી !

[વંશસ્થવિલ.]

ટળી ગઈ ભીતિ ભૂંડી સુરારિની,
તપે ત્રિલોકે પ્રભુતાઈ વજ્રીની;
નિશા શમંતાં, નલિની શી ભીરૂ હે,
સરોજ જેવાં નયનો વિકાસિયે. ૫

[*ચિત્ર૦] અરે ! હજી પણ મૂર્છા વળતી નથી ! માત્ર શ્વાસો-
ચ્છ્વાસથી સખી જીવતી છે એટલું એ જણાય છે.

[રાજા] એના મનમાં ભારે ચમક પેસી ગઈ છે. જુઓ ને,

[ગાથા.]

સુમન સમા મહિલાના કૂમળા ઉરનો પ્રકંપ હજી હજી એ
કુચ બીચ હરિચંદનનાં કુસુમો કંપસ્યા કરી સૂચવે.[1] ૬

૧. વાંચનાર ધ્યાનમાં લેશે, કે વર્ણરચના પોતે જ પ્રકંપના
ધડકાવાળી છે



ચિત્રલેખા-સ્વસ્થ થા, અર્જુન, સ્વસ્થ થા

[ચિત્ર૦] બહેન ! હોશિયારી રાખ. આ તો તું અમરલોકની અપ્સરા મટીને મર્ત્યલોકની સ્ત્રી સરખી જણાય છે !

[ઉર્વશી શુદ્ધિમાં આવે છે.]

[રાજા] આવી–આવી–સાચી શુદ્ધિમાં આવી. અહો ! જુઓ, જુઓ.

[ મંદાક્રાંતા. ]

ઊગ્યે ઇંદુ તિમિર શમતાં રાત્રિ જેવી ઉજાસે,
અગ્નિજ્યોતી ધુમ વિરમતાં જેવી નૈશી પ્રકાશે,
મિટ્ટી તૂટ્યા તટની ટળતાં જેવી ગંગા વિરાજે,
તેવી, મૂર્છા સબળ વળતાં, સુંદરી રૂડી રાજે ! ૭

[ચિત્ર૦] બહેન ! બહેન ! સ્વસ્થ થા. દેવના દુશ્મન દાનવોને મુઆને મ્હાત કરી દીધા છે.

[ઉર્વ૦ શુદ્ધિમાં આવી] શું પ્રભાવથી દુર્દશા જાણી લેઈ મહેન્દ્રે મારી વ્હાર કરી ?

[ચિત્ર૦] મહેન્દ્રે નહિ, મહેન્દ્ર જેવા પ્રતાપી આ મહીંદ્રે.

[ઉર્વ૦ આંખ ઊંચી કરી રાજાને જોઈ સ્વગત] અહો ! ભૂંડા દાનવે ભલું કર્યું !

[*રાજા શુદ્ધિમાં આવેલી ઉર્વશીને જોઈ સ્વગત] અહા, મહર્ષિ

નારાયણને છળવા આવેલી સૌ અપ્સરાઓ તેમણે ઊરુ-માંથી ઊપજાવેલી આ સુંદરીને જોઈ લજવાઈ ગઈ કહે છે, તે ઘટે જ છે. અથવા હું તો એમ માનું છું કે એ તપસ્વીની સૃષ્ટિ જ ન હોય.

[શાર્દૂલવિક્રીડિત.]

એનો સર્જનહાર તો, લહું, હશે રૂપે રૂડો ચંદ્રમા,
કે ફૂલો ફૂલવંત માસ, રસિયો શૃંગારનો કામ વા.
શી રીતે સરજી શકે વિષયના વેરી અને વેદના
વિજ્ઞાને જડ એ પુરાણ મુનિ આ મૂર્તિ મહા મોહના ? ૮

[ઉર્વ૦] અરે આપણી વ્હાલી સખીઓની શી દશા થઈ હશે?
[ચિત્ર૦] વ્હાર કરનાર મહારાજને ખબર.
[*રાજા] ભારે દોહલી જ.

[વંશસ્થવિલ.]

તું એક વારે, અલબેલી, જેહને
ચડે અકસ્માત અમોઘ લોચને
અર્થાત તારા વિણ તે ય હોય જો,
શી વાત એ નેહભીની સખીની તો ? ૯

[*ઉર્વ૦ સ્વગત] અહા ! એમના બોલ કેવા મીઠા છે ! અથવા ચંદ્ર તે અમૃત જ વર્ષે, એમાં શું આશ્ચર્ય? [પ્રગટ]–મારું હૃદયું તેમને જોવાને અધીરું બની રહ્યું છે.

[*રાજા લાંબે હાથે બતાવતો]

[ગાથા.]

જો, જો, સખીઓ મુખ તવ આ શિખરે હેમકૂટના હરખે
ગ્રહણથકી મૂકાઈ ઝળહળતા ચંદ્ર શું નિરખે. ૧૦

[*ચિત્ર૦] જુઓ આ આપણાં દુઃખે દુઃખી ને સુખે સુખી સખીજન

[રંભા હર્ષ દર્શાવતી] અહા ! આ આવે રાજર્ષિ ઉર્વશી અને ચિત્રલેખાને લેઈ ને. વિશાખાના સમાગમમાં ચંદ્ર ભગવાનના જેવા શોભે છે એ[1].

[મેન૦ ધારીને જોઈ] આપણું બેવડું પ્રિય થયું આ, સખી એ મળી અને મહારાજે અખોવન આવ્યા !

[સહ૦] તારું કહેવું ખરું છે, બહેન ! દાનવોને જીતવા તે તો બહુ વસમી વાત છે; બાળકના ખેલ નથી.

---

૧. દૂરા અંગવાળી ઉર્વશી ને ચિત્રલેખાનો વિશાખાની બે ચાંદરણી સાથે મુકાબલો છે અને રાજાનો ચંદ્ર સાથે.

**[રાજા]** સારથિ! રથને નીચો વાળો. આ આવ્યું તે પર્વતનું શિખર.

**[સાર૦]** આજ્ઞા, આયુષ્માન! [ રથ હેઠો ઊતારે છે. ]

**[રાજા** પત્થર સાથે પૈડાના અથડાટથી હેલો લાગતાં] અહાહા! આ ગિરિગરાડે ઊતરવું તો મને ફળ્યું! શાથી જે

[ગાથા.]

મમ આ સ્કંધ ફરકતો રાગાંકુરરૂપ[1] રોમ પાંગરતો
મહીમાં રથ અથડાતાં લલનાના સ્કંધ શું અડકયો[2]. ૧૧

**[ઉર્વ૦** સંકોચાતી] બ્હેન! જરા ખસ તો.

**[ચિત્ર૦]** માગ નથી, બ્હેન, લાચાર છું.

**[રંભા]** આવો, સખીઓ, આપણે રાજર્ષિને વધાવિયે.

[ સર્વે સામી જાય છે. ]

૧. પ્રેમના અંકુર રૂપ. રોમાંચને અહીં 'પ્રેમના અંકુર ફૂટવા' કહેલ છે. ૨. આ ગાથામાં આકાશમાર્ગની સુગમતા, ગિરિભૂમિની વિષમતા, રોમનો તરવરાટ, રથનો અથડાટ અને સ્કંધનું ક્ષણિક દબાણ વર્ણરચનાથી અનુક્રમે સૂચિત છે.

[રાજા] સારથિ! રથ રાખો, એટલે

[ અનુષ્ટુભ. ]

મધુલક્ષ્મી લતાઓને ભેટે, તે વિધ સુંદરી
અધારી સખીઓને આ તલસંતી મળે ફરી. ૧૨

[અપ્સ૦] આનંદ, આનંદ, કે મહારાજનો જયજયકાર વર્ત્યો!

[રાજા] ખરે જ આનંદ, આનંદ, કે સખીઓ સખીઓનો મેળો થયો!

[*ઉર્વ૦ ચિત્રરથના હાથના ટેકે રથમાંથી ઉતરતાં] બહેનો, આવો, આવો. મને આશા ન હતી કે તમને ફરીને જોઈશ.

[ સર્વ એકબીજાને ભેટે છે. ]

[રંભા] મહારાજનું રાજ્ય કલ્પના કલ્પ અચળ તપો!

[સાર૦] આયુષ્માન! પૂર્વ દિશાની ધારમાં મહાન વેગે

[ અનુષ્ટુભ. ]

ઓ સોનાના કડાવાળો નભથી નગના શિરે
વિદ્યુતે ઓપતા અભ્ર જેવો આ કોઈ ઊતરે! ૧૩

[અપ્સ૦] અહો! ચિત્રરથ.

[**ચિત્રરથ** એકાએક પ્રવેશ કરી રાજા પ્રતિ] ધન્ય છે, મિત્ર, તમારા ઉજ્જ્વળ પરાક્રમને, કે જેનાથી મહાન ઇંદ્ર પણ આભારના ભાર તળે દબાય છે!

[**રાજા**] અહો! ગંધર્વરાજ ચિત્રરથ. [રથથી ઊતરતો] આવો, આવો, મારા વ્હાલા મિત્ર!

[ પરસ્પર હાથ મેળવે છે. ]

[*ચિત્રરથ] પ્રિયમિત્ર! નારદે આવી મહેંદ્રને કહ્યું, કે ત્રાહિ, ત્રાહિ, ઉર્વશીને કેશિ દાનવ હરી ગયો! તે ઘડીએ પ્રભુએ મને આજ્ઞા કરી કે ચડી જાઓ, ચિત્રરથ, ને છોડાવી લાવો એને. તે ઉપરથી હું ચાલી નીકળ્યો. પણ માર્ગમાં જ જાણ્યું કે કેશિને તો તમે હરાવ્યો છે. તમારા વિજયનાં ગીત કિંનર ચારણો ગાતા હતા, તે અમે સાંભળ્યાં. આથી અમે તમને શોધતા અહીં આવ્યા છિયે. અમારી સાથે ઉચિત છે કે પોતે ઉર્વશીને આગળ કરી મહેંદ્ર હજૂર પધારિયે. મિત્રે મઘવાનું ખરેખર ભારે પ્રિય કર્યું છે.

[ અનુષ્ટુભ. ]

પૂર્વે નારાયણે અર્પી, સમર્પી ફરી આજ એ
પડાવી દૈત્ય પાસેથી સખાએ સુરરાજને. ૧૪

[રાજા] એમ નહિ, મિત્ર, એમ માં બોલો.

[ માલ્યભારિણી. ]

પ્રભુ વજ્રી-જ-નો પ્રતાપ તે છે,
અસુરોને સુરપક્ષના જીતે જે;
હરિનો પ્રતિશબ્દ ગહ્વરે જે
ગજનાં જૂથ જુઓ ભગાડી દે છે. ૧૫

[ચિત્રરથ] આપને એમ જ કહેવું ઘટે. વિનય વીર પુરુષનું ભૂષણ છે.

[રાજા] મહેંદ્રને મળવાનો આ સમય નથી. તમે જ, મિત્ર, સુંદરીને પ્રભુની હઝૂરમાં લેઈ જશો.

[ચિત્રરથ] મિત્ર તેમ યોગ્ય ધારતા હો, તો તેમ. ચાલો, સુંદરીઓ!

[ઉર્વ૦ અલગ] બહેન ચિત્રલેખા! ઉપકાર કરનાર રાજર્ષિની મારી વતી તું રજા માગ. મારી જીભ ઉપડતી નથી.

[*ચિત્ર૦] સખી ઉર્વશી મહારાજને વિનંતી કરે છે, કે રજા હોય તો હું મહારાજની કીર્તિ મહેંદ્રલોક લેઈ જવા ઇચ્છું છું.

[રાજા] સિધાવો, સિધાવો. વળી કોઇ વાર દર્શન દેજો.

[ ચિત્રરથ સહિત અપ્સરાઓ આકાશમાર્ગે ચાલવા માંડે છે. ]

[*ઉર્વ૦ જતાં અચકી પડી] અરે આ મારી વૈજયંતી માળા વેલની ડાળીમાં ભરાઈ! બ્હેન ચિત્રલેખા ! છોડાવ તો.

[ચિત્ર૦ મ્હો મલકાવતી] બ્હેન ! સજડ ગાંઠ પડી છે. છૂટવી મુસ્કેલ લાગે છે.

[ ચિત્ર૦ છોડવે છે. સખીઓ સાથે નિશ્વાસ મૂકતી ઉર્વ૦ ચિત્રરથ મૂંડે વિદાય થાય છે. ]

[રાજા સ્વગત] અહો પૃથ્વી પરની વેલી!

[ માલ્યભારિણી. ]

કર્યું તેં પ્રિય સ્વર્ગસુંદરીને
અટકાવી ક્ષણ વિઘ્ન આચરીને!
અરધું મુખ પાછું વાળી મીઠી
તિરછી મીટથી જેની જેથી દીઠી. ૧૬

[સાર૦] આયુષ્માન!

[ ઉપજાતિ. ]

સુરાપરાધી અસુરો સર્વેને,
વાતાસ્ત્ર ખારે દર્યો નાંખી દૈને,
દરે ગરી જેમ ભુજંગ નાગે,
બાથે ડરે તેમજ આવી આ એ. ૧૭

[**રાજા**] ત્યારે રથ પાસે લાવો, એટલે હું બેસું.

[ સારથિ રથ પાસે લાવે છે. ]

[***રાજા** રથમાં બેસી ઉર્વશીના માર્ગ ભણી જોતો] અહા આ અપ્સરા

[ ઉપજાતિ. ]

છેદાયલા નાલથી હંસી જેમ,
ઊંડે હરંતી જતી તંતુ, તેમ
ભેદાયલા દેહથી હૈયું હાવે
હરી લઈને સ્વરગે સિધાવે! ૧૮

કામે કેવો કહેવો? જેના સાંસા તેનો જ સોસ!

[ સારથિ સાથે રથમાં વિદાય થાય છે. ]



## અંક ૨.

### વિષ્કંભક.

[*માણ૦ પ્રવેશ કરી] હું તો થાક્યો. મારી વ્હાલી રાજાની છૂપી વાત 'ફૂટું, ફૂટું' કરે છે ને બંદાનો સભાવ છે બરબડિયો; એટલે કોઈને દેખું છું કે તોબા ! આ સળવળ સળવળ થતી જીભડી સખની જ નથી રહેતી. માટે, ચાલ રામ, પ્રિયમિત્ર ધર્માસનથી ઊઠે ત્યાં સુધી ઓછી આવ-જાવાળા મહીવિમાન મહેલની ચાલમાં ભરાઈ બેસું. [ તેમ કરે છે. ]

[*નિપુણિકા પ્રવેશ કરી ] મહારાણી કાશીરાજપુત્રીએ આગન્યા કરી છે કે 'અલી નિપુણિકા ! જા જાણી લાવ તો, રાજાજી શાથી ચિંતાતુર રહે છે? એઓ વડીલની વંદના કરી આવ્યા છે, ત્યારના સૂનકાર જણાય છે. એની ભાળ એમના ગોઠિયા માણવક મહારાજથી મળશે.' એ બ્રામણભાઈ સાથે મારે શી રમત રમવી ? અથવા ખટપટની જરૂર નથી. નઠારા તરણા ઉપર ઝાકળનું ટીપું ઝાઝું ટકવા પામતું નથી, તેમ એ વાત પણ બટજીના પેટમાં ટકનાર નથી. એને ત્યારે સોધી કાઢું

[આમ તેમ તપાસ કરી] અહો ! માણુકા ભટ તો આ ચોટયા, સ્તંભૂત, જાણે ચિતરેલું માંકડું સ્તો ! મળું ભટજીને. [પાસે જઈ] નમસ્કાર, ભૂદેવજી !

[**માણુ૦**]**कल्याणमस्तु** ! [સ્વગત] તોબા, તોબા ! પેલી રાજાજીની છૂપી વાત તો આ ચેટકીને દેખીને નીકળી જવાનું કરે છે ! [પ્રગટ] કેમ, નિપુણકાબાઈ ! સંગીતની મઝા મૂકી ક્યાં ચલાવ્યાં ?

[**નિપુ૦**] ભૂદેવજી ! બાસાહેબના તરફથી આપના જ પાસે આવી છું.

[**માણુ૦**] રાણીસાહેબની શી આજ્ઞા છે ?

[**નિપુ૦**] બાસાહેબે કહાવ્યું છે કે 'સ્વપ્નામાં પણ મેં ન વેઠેલી એવી દુભાણનો લાલનો પ્રસંગ તો તમે જાણો છો. આ વિટંબણામાં બાપા મને સહાય થવાનું વીસરશો નહિ. તમે હમેશના મારી દાઝ જાણનારા છો.'

[**માણુ૦ વિચારમાં પડી જઈ**] મિત્રે એવું તે શું કર્યું, કે તેથી રાણીસાહેબનું મન દુભાયું ?

[**નિપુ૦**] અરે ભૂદેવજી! શું કહું? પ્રભુ જેના માટે ઝુર્યા કરે છે, તે સુંદરીના નામથી તેમણે બાસાહેબને બોલાવ્યાં!

[**માણ૦** સ્વગત] થયું! મહારાજે પોતે તો ભેદ ખોલી દીધો! ત્યારે મારે શા માટે મ્હોડે ડૂચો દેઈ દુઃખ વેઠવું? [પ્રગટ] હેં! ઉરવશીના નામે રાણીસાહેબને બોલાવ્યાં? રાજાજી એ અપસરાના દરસનઘેલા બની રાણીસાહેબને સંતાપે છે એમ જ નથી; મને પણ એ ખાનપાન આદિ વિનોદ વીસારી હેરાન હેરાન કરે છે.

[**નિપુ૦ સ્વગત**] હાશ, રાજાજીની છૂપી વાતનો ગઢ ભેદ્યો! [પ્રગટ] ત્યારે, ભૂદેવજી, આપના તરફથી બાસાહેબને શું કહું?

[**માણ૦**] રાણીસાહેબને વીનવજો કે 'હું દાઢીએ ચડીશ ક્યારે, કે જ્યારે આ ખારા પાટનાં ઝાંઝવાંથી મિત્રને પાછા વાળીશ.'

[**નિપુ૦**] ભૂદેવની આગન્યા. [જાય છે.]

[પડદા પાછળ **વૈતાલિક**] ઘણી ખમા રાજાધિરાજને.

[મંદાક્રાંતા.]

અંતે મંડી રહ્યાં જ સઘળી સ્વાધિકારે સુરીતે
અંધારું સૌ ભુવનનું હરે ભાનુ ને ભૂપ પોતે.
સ્હેજે રોજે ક્ષણ ગગનની મધ્ય થંભે પ્રદેશે-
છુટ્ટાં હોરા મહીં-મનગમી મોજ માણે નરેશે. ૧

[*માણ૦ કાન દેઈ] હાં, મિત્ર કાર્યાસનથી ઊઠ્યા. હું એમને જઈ મળું. [જાય છે.]



[અસ્વસ્થ રાજા પુરૂરવા ને માણવક પ્રવેશ કરે છે.]

[રાજા] હા !

[ગાથા.]

જોતાં વાંત જ હર્યું વિષમશરે વીંધી લીધ વિષમ શરે;
તે જ પળે તે માર્ગે ફર વસી એ દિવ્ય ઉરવશી એ. ૨

[માણ૦ સ્વગત] ને બિચારાં રાણીસાહેબને સાળ ઊપજાવ્યું !

[રાજા] મિત્ર ! થાપણ જાળવી તો છે ને ?

[માણ૦ ખેદ સાથે સ્વગત] માર્યા તો ! ચેટકીએ થાપ દીધી ! નીકર મિત્ર આમ પૂછે નહિ.

**[રાજા]** કેમ તું બોલતો નથી ?

**[માણ૦]** તમને પણ, મિત્ર, સહસા ઉત્તર નથી દેવાતો—એવું મેં મ્હોં સીની રાખ્યું છે.

**[રાજા]** ઠીક. ત્યારે હવે ક્યાં જાઉં, તો જીવને ચેન પડે ?

**[માણ૦]** ચાલો પાકશાળામાં. ત્યાં પાંચ પ્રકારની વાની બનાવવાના પદાર્થની હારની હાર લાગી રહી હશે ને તરેહ તરેહની સામગ્રી તૈયાર થતી હશે તે જોઇશું, એટલે એચેની ક્યાં એ જતી રહેશે.

**[રાજા]** ભાવતાં ભોજન સનમુખ જોઇ, ત્યાં તારું તો મન રાચશે. પણ મારા મનની પીડા શી રીતે શમશે ? મારી તો ઇષ્ટવસ્તુ દુર્લભ જ રહેવાની.

**[માણ૦]** પણ તે આપને ઉરવશીએ જોયા છે ને.

**[રાજા]** તેથી શું ?

**[માણ૦]** તેથી હું એમ માનું છું કે એ પોતે ઘર પૂછતી આવતી જોઇએ. દુર્લભ ન હોય.

**[રાજા]** ખાતરીથી સમજજે, મિત્ર, કે તારી આ ગણત્રી બહાલથેલી છે.

[*માણ૦] આપના આ બોલથી મારા મનમાં ઓર કૌતક થાય છે. શું ત્યારે ઉર્વશી એવી રૂપાળી છે, કે મારી પેઠે તેનો જોટો જ દુનિયામાં ન હોય?

[રાજા] જો, ભાઈ, એના પ્રત્યેક અંગનું વર્ણન કરવું તો અશક્ય જ છે. ટુંકામાં કહું છું, તે સાંભળ.

[માણ૦] કાન દેઈને સાંભળું છું.

[રાજા] [ગાથા.]

સહુ શણગારતણો છે શણગાર જ; ભૂષણ જ વિભૂષણનું;
ઉપમાનનું ઉપમાન જ તન તે તરુણીનું મનોહરણું. ૩

[માણ૦] હવાં, દિવ્ય રસના પ્યાસી બની મહારાજ બપૈયાનું વ્રત લેઈ બેઠા છો, તે એથી જ; હવે હું સમજ્યો. વારૂ, ત્યારે, ક્યાં જશો?

[રાજા] એકાંત સ્થળ સિવાય પ્રેમાતુર જનને જવાનું બીજું સ્થાન નથી. માટે મિત્ર! ચાલો પ્રમદવન જઈએ.

[*માણ૦ આડું જોઈ] વશે કે ફવશે, કોણ ના કહેવાશે? [પ્રગટ પધારિયે મહારાજ. [જતાં જતાં] જુઓ, મહારાજ,

આ પ્રમદવને પાઠવેલો દક્ષિણ પવન, માનવંત પધારો છો, તેને આવકાર આપવા સામો આવે.

[**રાજા**] દક્ષિણ વિશેષણ આ વાયુને ઘટે જ છે. કુશળ કામી જનની પેઠે એ પણ

[અનુષ્ટુભ.]

પનોતી પુષ્પવંતાને સ્નેહે સુરભી માધવી,
દાસે દાક્ષિણ્ય દાખંતો વૃત્ત માત્રી ય રીઝવી. ૪

[**માણ૦**] આપની દૃષ્ટિ જ્યાંત્યાં એવું જ જુએ છે. [આગળ વધી] મિત્ર ! આ આવ્યું પ્રમદવન. પધારિયે અંદર.

[**રાજા** પ્રવેશ કરી આગળ નજર નાંખી] મિત્ર ! હું પ્રમદવન આવતાં શું આવ્યો, પણ તે ઠીક કર્યું નહિ. હું વહેલો વહેલો

[અનુષ્ટુભ.]

કોઈ ઉદ્યાન આવ્યો જે, તે ન તાપ શમાવશે;
તે તો તાણતાણી સામે તરવા સરિખું થશે ! ૫

[**માણ૦**] એમ કેમ કહો છો ?

[**રાજા**] [માલિની.]

દુરલભ લલનાની ઝંખનામાં ઝલાયું
મન મનમથ-બાણે મૂળમાં છે ઘવાયું;

તહીં ખરી જશે જૂનાં પાન, વાએ અનેરા
નવતર હરસે છે અંકુરો આમ્રકેરા! ૬

[માણ૦] મિત્ર! મૂઝાઓ માં. ભગવાન કામદેવ જ કામના પૂર્ણ કરી તમને સુખ ઉપજાવશે.

[રાજા૦] બ્રાહ્મણનું વચન વધાવી લેઉં છું.

[ બંને બાગમાં ફરે છે. ]

[માણ૦] મહારાજ! જુઓ, જુઓ આ પ્રમદવનમાં તાજેતર વસંતની શોભા!

[રાજા૦] હં, જોઉં છું હું, પ્રક્ષે પ્રક્ષે જોઉં છું.

[ શાર્દૂલવિક્રીડિત. ]

રાતાં આંગળ શાં મુખે કુરવકો, તે શ્યામ એ પાસ છે;
ધેરા રંગભર્યા અશોક, ખીલવા તે વાટ જોતાં દીસે;
મોરી આમ્રની મંજરી, પીળાશથી આછી રજે તે ય છે;
રાજે જોબન ને કિશોરવયની મધ્યે મધુશ્રી, સખે! ૭

[*માણ૦] આ માધવીનો માંડવો રાજાજીના પધારવાની ધણી વાટ જોઈ રહ્યો છે. મ્હાલામ્હાલ કરતા ભમરા તાજાં પુષ્પ

વેરી એની ભૂમિ શણગારી રહ્યા છે; અને સ્ફટિકનું આસન પણ સજ્જ છે. એના ઉપર મિત્ર ! મ્હેર કરવી ઘટે છે.

**[રાજા૦]** ભલે, તું કહે છે તેમ.

[ બંને અંદર જઈ બેસે છે. ]

**[માણ૦]** સુખે બિરાજો, મહારાજ, આહીં રંગિયામણી વેલી-ઓના દરસને આંખ ઠરશે ને ઉરવશીની ઝંખના વીસરશે.

**[રાજા નીસાસો નાંખી ]** અહા મિત્ર !

[ ગાથા. ]

ન્યાળી નવલાં ફુલડે સુહાતી લચકાતી વાડીતણી વેલી,
આંખડી ન ઠરે સ્વર્ગની સ્વામીના દર્શને ઘેલી. ૮

માટે એવો કોઇ ઉપાય શોધી કાઢ, જેથી મારો અભિ-લાષ પૂર્ણ થાય.

**[*માણ૦]** અહલ્યાને ઝંખતા ઇંદ્રની પેઠે ઉરવશીની લ્હેમાં તમે ગાંડાતુર બન્યા છો ! ક્યાં એ ઘેલછા વકરતી અને ક્યાં હું તમારો વૈદ્ય થવો ! હાહૂહાહા !

**[રાજા૦]** એમ શું કહે છે, મિત્ર ! કામાર્થુની સ્થૂળ દૃષ્ટિ દેખતી નથી તે સ્નેહીની ઝીણી દૃષ્ટિ દેખે છે.

[માણ૦] ઠીક, ત્યારે, હું વિચારું છું. પણ જોજો વલોપાતથી મારી એકાગ્રતામાં ભંગાણ પાડતા. [ વિચારમાં પડી જાય છે.]

[રાજા સારા શુકનને વધાવતો સ્વગત ] આહા,

[ દ્રુતવિલંબિત. ]

શશિમુખી અતિ દુર્લભ છે અને
પ્રજળતું મન આ મદનાનળે
મુજ અચિંતિત શાંત બને ક્યમે,
સમિપ [illegible] હોય જ એ ક્રમે ! ૯

[ એવે આકાશમાર્ગે ઉર્વશી ને ચિત્રલેખા પ્રવેશ કરે છે. ]

[ચિત્ર૦] બ્હેન, તું ક્યાં જાય છે ? કહે તો ખરી.

[*ઉર્વ૦] હેમકૂટના શિખરે હું અંગાઈને ઊભી હતી, તે વખતે, બ્હેન, તું મારા સામું જોઈ હસી'તી. તે છતાં અત્યારે તું મને શું પૂછે છે ?

[ચિત્ર૦] હાં, ઠીક, પેલા રાજર્ષિ પુરૂરવા પાસે તું જાય છે ?

[ઉર્વ૦] હા, બ્હેન, લાજ કોરે મૂકી એ જ આદર્યું છે. કહેવું હોય તે કહે.

[**ચિત્ર૦**] પણ ત્યારે આગળ કોને મોકલ્યું છે?

[**ઉર્વ૦**] મારું હૃદયનું ગયું જ છે ને.

[***ચિત્ર૦**] હવે મારે કંઈ કહેવાનું છે નહિ.

[**ઉર્વ૦**] તો, બહેન, તું મને એવો માર્ગ બતાવે નહિ, જ્યાં વિઘ્ન આડાં આવે નહિ?

[***ચિત્ર૦**] ગભરા માં, બહેન, **अपराजिता** વિદ્યા આગળ વિઘ્ન જખ મારે છે. એ વિદ્યા આપી ગુરુદેવ બૃહસ્પતિએ આપણને અસુરોના ઉપદ્રવથી મુક્ત કર્યા છે.

[**ઉર્વ૦**] અહા એ તો હું ભૂલી જ ગઈ!

[**ચિત્ર૦** સિદ્ધોના માર્ગમાં આવી પહોંચતાં] જો, જો, ભગવતી ભાગીરથી. તેમાં બીજી તરફથી પણ જમુના આવીને મળે! એ એના એકત્ર અધિક પાવન પટમાં પ્રતિબિંબ જોતું આ પ્રતિષ્ઠાન જણાય. અને આ આવ્યો એના ચૂડામણિરૂપ રાજમહેલ.

[**ઉર્વ૦**] અહો! સ્વર્ગ જ પૃથ્વી પર વસાવ્યું છે, એમ કહેવું ઘટે છે. [વિચારમાં પડી] બહેન! એ દુખિયાની દયા ખાનાર ક્યાં હશે?

[**ચિત્ર૦**] આ પ્રમદવનમાં આપણે ઊતરિયે એટલે જાણીશું. બહેન, જો તો ખરી, આ તે પ્રમદવન કે આપણા નંદન-વનનું બચ્ચું ?

[બંને બાગમાં ઊતરે છે.]

[**ચિત્ર૦** જોઈ હર્ષ સાથે] ઓહો, બહેન, પ્રથમ ઊગેલો ચંદ્ર ચાંદનીની વાટ જુએ, તેમ એ તો આ તારી વાટ જોતા બેઠા.

[**ઉર્વ૦** નજર ભરી નિહાળતી ] અલી, મહારાજનું દર્શન આજે ઓર મધુરું લાગે છે !

[**ચિત્ર૦**] લાગે, બહેન, લાગે. લો, ચાલો, એમને મળિયે.

[*__ઉર્વ૦__] રહો, તિરસ્કરણીએ અગોપ રહી સાંભળિયે, કે એકાંતમાં મિત્ર સાથે એ શા વાત કરે છે ?

[**ચિત્ર૦**] જેવી તારી મરજી, બહેન.

[**માણ૦**] મિત્ર ! એ દુર્લભ વલ્લભાના સમાગમનો ઉપાય ખોળી કાઢ્યો.

[રાજા ઉર્વશીની ઝંખનામાં સાંભળતો નથી.]

[**ઉર્વ૦**] અહો આમને લ્હે લગાડી સૌભાગ્ય રળનારી સુંદરી કોણ હશે?

[**ચિત્ર૦**] કાં? બ્હેન! પામર મનુષ્ય શા માટે બને છે?

[**ઉર્વ૦**] દૈવી શક્તિથી જાણી લેવા લ્હરયું કશું કરતું નથી માટે.

[**માણ૦**] કહું છું, ખોળી કાઢયો સમાગમનો ઉપાય.

[**રાજા** જાગૃત થઈ] ત્યારે કહે ને, બાઈ! બોલવું જોઈયે છે એ શું?

[**માણ૦**] આપ નિદ્રાનું સેવન કરો, એટલે શમણામાં મેળાપ થશે. તેમ નહિ, તો ઉરવશીની છબી ચિતરો, એટલે ચિત્રામણમાં દરસન થશે.

[**ઉર્વ૦** હર્ષ સાથે સ્વગત] બાપુ લ્હેરયા! સંભારો થા.

[**રાજા**] અફસોસ, બાઈ, એકે ઉપાય કામ લાગે એવો નથી.

[ હરિણી. ]

દરસન થવું સ્વપ્ને શાનું જ? નીંદ નથી હરે
વિષમશરનાં શલ્યો સાલી નિરંતર અંતરે.

છબીઁ ચિતરવી વ્હાલીની, તે ય દોરું ન દોરું ને
પૂરીં જ કરવા ના દે આંસુ દગે ઉભરાઈને. ૧૦

[ચિત્ર૦] બ્હેન ! સાંભળ્યું ને ?

[ઉર્વ૦] સાંભળ્યું. પણ હરખ્યું ધરાતું નથી.

[માણ૦] મારી તો ત્યારે ગતિ એટલી જ છે.

[રાજા નીસાસો નાખી]

[ પૃથ્વી ]

મદા વિષમ વેદના મનની ના જ મારી લહે,
પ્રભાવથકીં કે સહી લગનીં તુચ્છકારે જ એ !
પ્રથા યુવતિ તેર્નીના મિલનનો લૂંબો વાંછિયો
મનોરથ જગાડીં માર નિજ કોટ પૂરા કરો ! ૧૧

[ચિત્ર૦] લે, સાંભળ્યું હવે !

[*ઉર્વ૦] મને અરેરે એ આવી ધારે છે ! અને સામે મ્હોંએ ઉત્તર દેવા મારા પગ ઉપડતા નથી ! ત્યારે એમ કરું કે પત્ર જ લખીને નાંખું.

[ચિત્ર૦] એશ, મને એ વાત ગમી.

(*ચિત્ર૦ ભોજપત્ર વગેરે સાધન પ્રભાવથી ઉપજાવી પૂરાં પાડે છે, તેણે ઉર્વ૦ લેખ લખીને નાંખે છે.)

[માણ૦ જોઈ] ખાધો રે ખાધો ! આ કાંઈ સાપની કાંચળી જેવું મ્હો આગળ આવીને પડ્યું ?

[રાજા ધારીને જોઈ] અરે એ તો ભોજપત્ર છે. જો ને, એમાં અક્ષરો લખેલા છે.

[માણ૦] હાં, એ તો મહારાજનો બબાપો સાંભળી ઉર-વશીએ અગોપ રહી લખીને નાંખેલો લેખ હશે.

[*ઉર્વ૦] શાબાશ ! ચતુર તો ખરો.

[રાજા] મનોરથના ઘોડા ક્યાં ન જાય દોડ્યા ? [હાથમાં લેઈ મનમાં વાંચી જોઈ] મિત્ર ! તારો તર્ક તો આ઼વો ખરો દીઠું !

[માણ૦] ત્યારે હવે, મહારાજ કૃપા કરો, તો એમાં શું લખ્યું છે તે હું સાંભળવા ઇચ્છું છું.

[રાજા] જો, સાંભળ. [વાંચે છે.]

[ ગલિતક.૧ ]

જેવી અજાણપણા માંહી "લેખો' મનથી મને
તેવી જ નેહી નાથ અતિ "જો હું' હોઉં, નથી ને,

---

૧. હેમાચાર્યના છન્દોઽનુશાસનમાં ગલિતક પ્રકરણમાંનો લલિતા છંદ આ છે.

તો શું સુપારીજનના" શયને' રળિયામણા
નંદન વનના વાયુ એ" શીળા' નીવડે જીતના? ૧૨

[ઉર્વ૦] હે બ્હેન! એ હવે શું કહેશે?

[ચિત્ર૦] એમનાં અંગ જ કહી આપે છે. હવે શું કહેવું બાકી છે? જો ને, એ કેવાં કમળનાળ ઉપરના કૂમળા કાંટાના જેવા હર્ષના રોમાંકુરે છવાયાં છે!

[માણ૦] જોગોદાંદ હું ને અત્યારે મને સ્વસ્તિવાચણ મળે, તેમ સારા ભાગ્યે મહારાજને આ ધારણ દેનારું પત્ર મળ્યું.

[રાજા] આને તું ધારણ દેનારું પત્ર જ કેમ કહે છે?

[વસંતતિલકા.]

રાગે સમાન હોઇને રાશિ જતું અનેરે
ભાવે ભર્યું કવન આ મધુરે ઘણેરે,
તે તો મોંટે મીટ મળ્યું મૃગલોચનાનું
મારા અપાર મુખ શું મુખ એમ માનું. ૧૩

[*ઉર્વ૦] તમારી પ્રાતિ સરખે સરખી છે. એમાં કોઇ કોઇથી ઊતરે એમ નથી.

**[રાજા]** આ પ્રિયાનો હસ્તલેખ, મિત્ર, તારી પાસે રાખ. મારી આંગળીના પરસેવાથી વખતે લખેલું ચેરાઈ જાય.

**[માણ૦ હાથમાં લેઈ]** મહારાજ ! આપના મનોરથ રૂપી વૃક્ષને ફૂલાવી કરી દિવ્ય ઉરવશી આ લેખે હવે ફળાવવામાં લગતી હશે ?

**[ઉર્વ૦]** મારું પોચ્યું હૈયું એમની પાસે જતાં ફડક ફડક થાય છે. તેને હું જરા સ્થીર કરું છું. તેટલામાં, બહેન, તું એમને જઈને મળ તો. મારા તરફથી જે કહેવું ઘટે તે તું કહેજે.

**[ચિત્ર૦]** બહુ સારું. [તિરસ્કરણી સમેત પાસે જઈ] જય જય, મહારાજ !

**[રાજા** ઠેકાણાં ઠેકાણાં આદરભેર] ભલે પધાર્યા ! [પડખે નજર નાંખી] પણ સુંદરી !

[અનુષ્ટુભ.]

તુંથી સખી વિના મારું માને ના મન સર્વથા
ભેગાં ભાળ્યા પછી, ગંગા વિના કાલિંદીથી જ્યા. ૧૪

**[ચિત્ર૦]** મહારાજ ! ઘનઘટા હોય આગળ, ને વીજળી હોય પાછળ.

[માણુ૦ આડું જોઈ] હેં! આ ત્યારે ઉરવશી નહિ પણ તેની સહીપણી જ છે!

[ચિત્ર૦] મહારાજના ચરણે મસ્તક મેલી ઉર્વશીએ કહાવ્યું છે,

[રાજા] શું ફરમાવ્યું છે?

[ચિત્ર૦] કે મહારાજ મારી દયા ખાશો. આપને જોયા ત્યારથી કામ દેવ મને બહુ સંતાપે છે. કેશિ દાનવે ત્રાસ ગુજાર્યો હતો, ત્યારે મહારાજે જ મારી વ્હાર કરી હતી.

[રાજા]

[વસંતતિલકા.]

તે સુંદરી તલસતી સુખ જે કહે તું,
ઝુરંત આ પુરૂરવા નવ તે લહે શું?
અન્યોન્યને ઉભય ઝંખી રહ્યાં જ હૈયે.
તો નમ લોહવત જોડી તું જોડી દૈયે! ૧૫

[ચિત્ર૦ ઉર્વ૦ પાસે જઈ] ચાલ, બ્હેન, ચાલ. તારા પ્રિયતમની દશા તો તારાથી એ દોહલી દેખી હું તો તેમની દૂતી થઈ આવી છું.

[ઉર્વ૦ તિરસ્કરણી સમેટતી] વાહવા રે! તેં મને પલકમાં જ તજી દીધી કે?

**[ચિત્ર૦]** ચાલ હવે, મહારાજને વિનય કર. કોણ કોને તજી દે છે તે તો, બહેન, હાથવેંતમાં જ જણાશે.

**[ઉર્વ૦** પાસે જઈ શરમાતી] જય જય, મહારાજ !

**[રાજા** હર્ષ પામતો] અહા, સુંદરી,

[અનુષ્ટુભ.]

વધાવેલ ન જે શબ્દે મહેંદ્ર વિણુ અન્ય, તે
જય શબ્દે વધાવે તું; જય એ જ અનન્ય છે ! ૧૬

**[બ્રાહ્મ૦]** અરે આ મહારાજના માનીતા બ્રાહ્મણને તો નમસ્કાર જ નહિ કે ?

[**ઉર્વ૦ જરા મસ્તક નમાવી નમસ્કાર કરે છે.**]

**[બ્રાહ્મ૦] कल्याणमस्तु ।**

[પડદા પાછળ] અરે ચિત્રલેખા ! ઉર્વશીને લેઈ વ્હેલી આવ. ભગવાન ભરત મુનિએ

[માલ્યભારિણી.]

તમને પૂરવે પ્રયોગ પેલો
રસ આઠ રમણીય શીખવેલો

મૃદુ નાટયથી લોકપાળ સાથે
પ્રભુ ઇચ્છે ભજવેલ ભાગવા તે. ૧૭

[સૌ કાન દે છે. સાંભળીને ઉર્વ૦ ઉદાસ બની જાય છે.]

[ચિત્ર૦] સાંભળ્યું, બહેન, દેવદૂતનું વચન? ચાલ, મહારાજની રજા લેઈ લે.

[ઉર્વ૦] અફસોસ! વાચા કહ્યું કરતી નથી.

[ચિત્ર૦] અમે, મહારાજ, પરાધીન છિયે. તમારી રજા હોય, તો ઇચ્છિયે છિયે કે મહેંદ્ર પ્રભુનાં અપરાધી ન થઇયે.

[રાજા મહા મહેનતે સ્વરભંગ રોકી ] હું પ્રભુની આજ્ઞા આડો આવવા માગતો નથી. સુખે સિધાવો. પણ અમને વીસારશો નહિ.

[મહા દુઃખે છૂટી પડી ઉર્વ૦ સખી સાથે સ્વર્ગે સિધાવે છે.]

[રાજા નીસાસો નાંખી] મિત્ર! નેત્રનું નિરખણ પરવાર્યું.

[*માણ૦ પત્ર બતાવવાનું કરતો] આ—[વાકય અધૂરું મૂકી સ્વગત] માર્યા તો! ભોજપત્ર તો હાથમાં હતું ને પડી ગયું;

અને આબા બની અપસરાને જોવા રહેતાં મેં બાવરાએ જાણ્યું પણ નહિ !

**[રાજા]** તું શું કહેવા માગે છે, બાઈ?

**[*માણ૦]** આ કહું છું, કે 'તમે આશા છોડી ઢગલો બની ન જાઓ. ઉરવશીનું ચિત્ત તમારામાં ચોટયું છે. એટલે એ વ્હાલ ઊતારી શકશી નહિ.

**[રાજા]** મારું મન પણ એમ જ કહે છે. એણે જતાં જતાં એ

[અનુષ્ટુભ.]

કંપતે ઉર નિઃશ્વાસો મૂકયા તે બેણું, પારકી
કાયા હોવાથી, પોતાનું મન આપ્યું મને નકી. ૧૮

**[*માણ૦ સ્વગત]** મારું હૃદયું પીપળાના પાનની પેઠે કંપે છે. મહારાજ અબઘડી એ ભોજપત્રનું નામ લેવાના.

**[રાજા]**–પણ હવે દૃષ્ટિ શાણે રમાડવી ? [સાંભરી આવતાં] હાં, મિત્ર, પેલું ભોજપત્ર લાવ તો.

**[માણ૦ ખેદ સાથે]** અરે ! એ તો દેખાતું નથી ! ઉરવશી ગઈ, તેની પાછળ ગયું કે શું ?

[**રાજા**] કોઇ એ વાતમાં મૂર્ખાનું કાળજું ચોક ન મળે! હવે શોધ તો ખરો.

[**માણ૦** ઊઠી] અહીં હશે એ? પણે હશે એ? [શોધે છે.]

[**એવે દાસી નિપુણિકા સાથે મહારાણી કાશીરાજપુત્રી આવે છે.**]

[**રાણી**] અલી નિપુણિકા! ભટજી અને રાજાજી આ માધવીના માંડવામાં પેસતાં નજરોનજર જોયાનું તું કહેતી હતી, તે ખરું કહેતી હતી કે?

[**નિપુ૦**] મેં બાસાહેબ આગળ કદી એ ખોટું કહ્યું છે?

[ ***રાણી**] ત્યારે એ આમ મિત્ર સાથે અહીં એકાંતમાં મોકળે મને શી વાતચિત કરે છે, તે માધવી વેલના ઓઠે રહી સાંભળીશ.

[**નિપુ૦**] મરજીવાળાં છો, બાસાહેબ.

[**રાણી** વેલને ઓઠે લપાતાં] અલી, પેલું પટોળાની ચીંદરડી જેવું દક્ષિણ પવનમાં આપણા ભણી શું આવે છે?

[**નિપુ૦** ધારીને જોઈ] છે તો ભોજપત્ર, બાસાહેબ. આ સવળું કર્યું એ. અહો! કંઈક અક્ષરો લખેલા જણાય

છે! અરે! આ તો આવીને બાસાહેબના જ નેત્રમાં ભરાયું! [ હાથમાં લઈ ] વાંચું, બાસાહેબ?

[ **રાણી** ] તારી મેળે એક વાર વાંચી જો, સાંભળવા જેવું છે? હશે તો સાંભળીશ.

[ *__નિપુ૦__ નજર ફેરવી જઈ ] આ તો, બાસાહેબ, પેલી જ વાતનો ફણગો દેખું. રાજાજી ઉપર ઉર્વશીએ કવિતામાં કાગળ લખ્યો હશે. તે આ, મને લાગે છે, કે બટજીના ઉંઘાલાપણાને લીધે આપણે હાથે ચડ્યો.

[ **રાણી** ] એ વાંચ ત્યારે. જોઉં, શું લખ્યું છે?

[ નિપુણિકા વાંચી સંભળાવે છે. ]

[ **રાણી** ] ચાલો, આ જ ભેટ ભેઈ એ અપ્સરાના રસિયાને મળિયે.

[ રાણી અને દાસી માંડવામાં દાખલ થાય છે. ]

[ **માણ૦** ] ઓ જાય, ઓ જાય એ; પવનની ઝપટમાં પ્હોંચ્યું ક્રીડાપર્વતે.

[ *__રાજા__ આસનથી ઉઠતો ]. અરે વાયુ!

[ શાર્દૂલવિક્રીડિત. ]

સંચેલો મધુએ પરાગ ફૂલનો લે વાસ સારું ભલે.
કાં હસ્તાક્ષર વ્હાલના વ્યરથ આ વ્હાલીતણા તું હરે ?
જીરે કામી વિનોદનાં કંઈ કંઈ આવાં જ વાનાં વડે.
શું તે વાનથી અંજનાની રતિનો રાગી અજાણ્યો તું એ ? ૧૯

[ **નિપુ૦** ] બાસાહેબ, આની જ ખોળાખોળ ચાલે છે.

[ **રાણી** ] હું જોઉં છું.

[ ***માણ૦** ] અરે, આપણે છેતરાયા. આ તો ચીમળાયલું અંબાડીનું પાંદડું છે.

[ **રાજા** ] કેવું દુર્ભાગ્ય !

[ **રાણી ઓચિંતી પાસે આવી** ] સોસ મા કરો, મહારાજ. આ રહ્યું એ ભોજપત્ર.

[ **રાજા ગભરાટથી** ] આહો ! દેવી. ભલે પધાર્યાં.

[ **માણ૦ આડું જોઈ** ] આ ટાણે ભલે નહિ, ભૂંડે !

[ **રાજા અલગ** ] મિત્ર ! હવે શી ગત કરવી ?

[ માણ૦ અલગ ] ચોરીના મુદ્દાથી પકડાયલા ચોરની સ્તો.[1]

[ રાજા ] એ ન હોય, દેવી, અમારો ખોવાયલો મુદ્દો. ખોળિયે છિયે તે પત્ર તો બીજું જ છે.

[ રાણી ] પોતાનું સૌભાગ્ય છૂપાવવું યોગ્ય જ છે.

[ *માણ૦ ] ચાલો, રાણીસાહેબ, બ્હેલાં બ્હેલાં કંઇક મીઠું ભોજન કરાવિયે, જેથી એમને શાંતિ થાય.

[*રાણી] નિપુણિકા! બ્રાહ્મણભાઇએ મિત્રનું ભલું ઇચ્છી ઠીક કહ્યું હો.

[*માણ૦ ] એના જ માટે એ આકુળવ્યાકુળ જણાય છે, નહિ કે ઉર્વશીના માટે.

[ રાજા ] જા, રે, જા, મૂર્ખા ! મને પરાણે અપરાધી બનાવે છે !

[ રાણી ] આપનો શાનો, અપરાધ તો મારો જ કહેવાય, કે હું ખાલી અકારી બની આંખ આડી ઊભી રહું છું.

[ *રાજા પૂંઠ જતો ]

---

૧. ચોરી કરીને માલ કહીંક સંતાડયો હોય તે લેવા જતાં પકડાય, ત્યારે ચોર કહે કે હું તો બીજું જ કંઈ શોધું છું; તેવી વાત કરવાની માણવક સલાહ આપે છે.

[ આર્યા. ]

કરિયે ક્ષમા; હું, માનિની, અપરાધી છું જ; રોષ પરિહરિયે.
ક્યાંથી સેવ્ય કેડનાં હોય નિરપરાધી સેવક તે ? ૨૦

[પગે પડે છે. ]

[રાણી સ્વગત] મીઠાશ વીસારી ચાલી જાઉં છું ખરી. પણ મને ભય રહે છે, કે મારું મન મને પાછળથી સંતાપશે. બાકી મનામણાંનું તો ઠીક જ છે; હું કંઈ એવી તુચ્છ હૃદયની ન હોઉં, કે તેથી પોમાઈ જઉં. [ દાસી સાથે ચાલી જાય છે. ]

[માણ૦] ઊઠો, મહારાજ, ઊઠો. રાણીજી તો રોસભર્યાં ગયાં વર્ષાકાળની નદીની પેઠે.

[રાજા બેઠો થતો ] મિત્ર, એમ જ હોય.

[ અપરવક્ત્ર. ]

મનથી ઉપરનાં જ મીઠડાં
વણરસ જે કરિયે મનામણાં,
ન ચતુર ઉર તે હરી શકે;
જેમ મણિ કૃત્રિમ રાગના, સખે ! ૨૧

**[માણ૦]** આપને તો ફાવતું થયું. આંખો દૂખવા આવી હોય, તેનાથી દીવાની જ્યોત સનમુખ નથી ખમાતી.

**[રાજા]** મિત્ર ! એમ માં બોલ. ઉર્વશીમાં મારૂં મન રમી રહ્યું છે ખરૂં, પણ દેવી ઉપર મારો ભાવ તેનો તે જ છે. પરંતુ તેં દીઠું કે હું પગે પડ્યો ત્યાં તેમણે કંઈ લેખવ્યું જ નહિ. એટલે હવે મારે અકડાઈ રાખવી પડશે.

**[માણ૦]** રહેવા દો આપની અકડાઈ ને ફકડાઈ,

ને ઉગારો ભૂખ્યા બ્રાહ્મણનો જીવ.

મહારાજ ! જુઓ છો ? ન્હાવાનો ને ખાવાનો સમો થયો છે.

**[રાજા** ઊંચું જોઈ ] અહો ! મધ્યાહ્ન થયા.

[ શાર્દૂલવિક્રીડિત. ]

પેસે ધામમાં ગાભરો મયૂર જ થાળે શીળે વૃક્ષના;
ભેદી ભૃંગ કરેણકેરી કલિકા પોઢે સુખે કુક્ષિમાં;
વર્જી તીરનું તપ્ત નીર, નલિની સેવે જ કારંડવે;
'પાણી! પાણી !' જપે વિલાસભવને પ્યાસી શુકે પંજરે. ૨૨

[ બંને જાય છે. ]

## અંક ૩.

### વિષ્કંભક.

[ ગાલવ અને પૈલ પ્રવેશ કરે છે. ]

[ગાલવ] ભાઈ પૈલ ! ઇંદ્રભવનને જતાં ગુરુજીએ તને આસન લેવાનું કહી જોડે લીધો; અને મને અગ્નિ સાચવવાનું સોંપી ઘેર રાખ્યો. તેથી તને પૂછું છું, કે ગુરુજીના પ્રયોગથી દિવ્ય સભાજન પ્રસન્ન તો થયા ને ?

[*પૈલ] ભાઈ ગાલવ ! પરસન તો શું, એ સારદા દેવી કૃત લખમીસયંવરના ખેલમાં તે તે રસમે પરસંગોમાં, મારા સમજવા પરમાણે, સૌ એકતાર થઈ રયા તા. પણ

[ગાલવ] તું એમ કહેવા માગે છે, કે કંઈ ચૂક પડી ?

[*પૈલ] એમ જ. ભરતતા જીવે ઓડનુ ચોડ વેતરી દીધુ !

[ગાલવ] એટલે ?

[પૈલ] લખમીવેસધારી ઉરવશીને વારુણીવેસધારી મેનકાએ પૂછ્યુ, કે ' બેન ! જો, આ તરણે લોકના સત્તાધીસ

લોકપાળ એકઠા મળ્યા છે. તેમાં તારું મન કોનામાં રમે છે ?

[ગાલવ] પછી પછી ?

[પૈલ] તારે કેવાનુ હશે ' પરસોતમમાં, ' પણ બોલી જવાયુ ' પરૂરવામાં '.

[ગાલવ] ભાવી આગળ આપણી ઇંદ્રિયો પણ આપણી થતી નથી ! ગુરુજી ત્યારે તો એના પર કોપાયમાન થયા હશે ?

[પૈલ] હા રે હા. શરાપ દીધો,

[ગાલવ] હેં !

[*પૈલ]–કે ' મારુ શીખવ્યુ તેં વગોવ્યુ, માટે પડીશ પરથવીમાં ! ' પછી જારે ખેલ થઇ રયો, તારે શરમની મારી નીચુ જોતી ઉરવશીને ઇંદ્ર ભગવાને કયુ, કે, ' જેમાં તારુ ચિત લાગી રયુ છે, તે રાજરખી પરૂરવા મારા રણુસહાય છે. હું આમે એમનુ પ્રિય કરવા માગુ છુ. માટે, જા, તારાથી એ સંતાનનુ મુખ જુએ, તાં સુધી તુ એમની જ સાથે રહે અને મનકામના પૂરણુ કર. '

[ગાલવ] જનના મનના જાણનાર ઇંદ્ર ભગવાનને એ જ ઘટે.

[પૈલ ઊંચું જોઈ] અરે! વાતમાં ને વાતમાં ગુરુજીને અસનાનનો સમો થઈ ગયો ને! ચાલો, ચાલો, સેવામાં હાજર થઈ જઈયે.

[બંને જાય છે.]



[કંચુકી લાતળ્ય પ્રવેશ કરે છે.]

[*કંચુ૦] હા!

[મંદાક્રાંતા.]

બીજા પુંજ્ઞ પૂર્વવયના જેમમાં જોડી ખંતે
વીસામો લે સુતશિર બધો ભાર નાંખી નચિંતે;
બુઢ્ઢાપામાં દિન દિન વધુ મંદ દેહે જ ત્યારે
સેવાવારો પરમ વસમો સ્રીજને આ અમારે! ૧

મહારાણી કાશીરાજપુત્રીએ વ્રત કર્યું છે, તે આજ ઊજવવાનું છે; એ બાબત મારે મહારાજને મળવાનું છે. એઓ હવે સંધ્યા કરી જાપ જપી પરવાર્યા હશે. એમને રાણીસાહેબે માનનો પરિત્યાગ કરી વિનંતી તો કરી મૂકી

છે. નિપુણિકા પોતે જ રાણીસાહેબના વતી મહારાજને કહેવા ગઈ હતી. જાઉં ત્યારે હજુરમાં. (થોડું આગળ વધી) અહા! સાયંકાળનો દરબારગઢનો દેખાવ કેવો રળિયામણો લાગે છે!

[ શાર્દૂલવિક્રીડિત. ]

સ્તંભે ધારણમાં કળાધર ઢળ્યા, કોર્યા જ તે તો દીસે.
છાયા ધૂપ કપોત આ વલભિએ, જે બાળી ભૂલે દગે.
ન્હાઈ સોળું સુહાવીં વૃદ્ધ વનિતા અંતઃપુરે સ્થાનકે
પૂજાપુષ્પ સમેત મંગળ વળી દીપંત દીવા મૂકે. ૨

[પડદા ભણી અજવાળું તેઈ] ઓહો! મહારાજ આમ જ આવે છે.

[ પુષ્પિતાગ્રા. ]

મૃદુ કર અંહીં દીપિકા ધરીને
વિચરતી દો દિશ દાસીઓ કરીને
કુંસભરી—કણિયેરી—ઘેરી પાંખે
પરવરતા ગિરિરૂપ ભૂપ ભાસે. ૩

[ એવે પરિજન સમેત રાજા અને માણવક પ્રવેશ કરે છે.]

[રાજા સ્વગત ] અહા મેં

[ગાથા.]

દિન તો વીતવ્યો પીડા પ્રવૃત્તિમાં ડૂબવી અલ્પ આયાસે;
અવ વણ વિનોદ લાંબી નીકળવી યામિની આ શે૧? ૪

[*કંચુ૦ પાસે આવી] જય જય મહારાજ! રાણીસાહેબ વિજ્ઞાપના કરે છે કે 'રૂડું જેમનું દર્શન છે એવા ચંદ્ર ભગવાનનો રોહિણી સાથે સંયોગ થાય, તે મુહૂર્ત મારે મણિમહેલની અગાશીએ આજે આપના સંનિધાનમાં સાધવાનું છે.'

[રાજા] આર્ય લાતવ્ય! દેવીને નિવેદન કરો, કે 'તમારી ઇચ્છાને વશ જ છું.'

[કંચુ૦] આજ્ઞા, મહારાજ. [જાય છે.]

[રાજા] મિત્ર! દેવી શું ખરેખાત વ્રત નિમિત્તે જ આ પ્રકરણ લેઈ બેઠાં હશે?

[માણ૦] ના રે ના, હું તો એમ ધારું છું, કે આપ મનાવવા પગે પડ્યા હતા ત્યારે ધુતકારી ચાલ્યાં ગયાં હતાં, તે બાબત

૧. ગૂઢ ઉત્તર નીકળે છે કે 'આરો-મળવાની આશાએ ત્રણ પહોરની રાત ગાળવી.'

રાણીજી મનમાં હવે પસ્તાય છે ને કોઇ પ્રકારે દોષ ધોઈ નાંખવા ઇચ્છે છે.

[રાજા] મિત્ર! તું બરાબર કહે છે.

[ગાથા.]

પ્રીતમતણી પ્રણિપતની અવગણના કરી મનસ્વિની મનથી
લજવાયે નિજ રોષથી પશ્ચાત્તાપે પડી પછીથી. ૫

હશે. ચાલો મણિમહેલની અગાશીએ.

[માણ૦] પધારિયે મહારાજ. આ સંધ્યાકાળે શોભી રહેલો મણિમહેલ. ગંગાજીના તરંગ સરખાં શીતળ સ્ફટિકનાં પગથિયે ઉપર ચડિયે.

[સર્વે મહેલની અગાશીએ ચડે છે.]

[માણ૦ નજર નાંખી] ઓહો! આ ઘડી ચંદ્રમા ઊગ્યા કે ઊગશે. શાથી જે અંધકાર ટળી જાય છે ને પૂર્વદિશાનું મુખ ઝગઝગાર થાય છે.

[રાજા] ખરું કહ્યું, મિત્ર.

[દ્રુતવિલંબિત.]

અણઊગ્યા શશિનાં ઉદયાચળે
પસરતાં કિરણો તમ સૌ ટળે

લટ છૂટી ઠોકઠાક ચકે થરે
મધુર પૂર્વદિશા મુખ મોહવે. ૬

[**માણુ૦**] ઊગ્યો ઊગ્યો કડકોકોર બાગેલા મોતૈયા લાડુ સરખો વિપ્રોનો રાજા ચંદ્ર !

[ **રાજા** સ્મિત સાથે ] પ્રાઉધરને જ્યાં ત્યાં ખાવાની જ વાત ! [ હાથ જોડી ] મહેશના મસ્તકે વિરાજનારા નક્ષત્રનાથ !

[ માલ્યભારિણી. ]

અમૃતે સુર પિત્રી ઠારનારા !
રવિયોગે વિધિ ધર્મ ધારનારા!
પ્રણમું પ્રભુ ! પાય હું તમારા,
હરીં અંધારું નિશા ઉજાળનારા !,

[ **માણુ૦** ] મહારાજ ! પિતામહ ચંદ્ર ભગવાન આ વિપ્રના મુખે રજા આપે છે. આપ આસને બિરાજિયે; [આડું જોઈ] એટલે હું પણ સુખે બેસું.

[ ***રાજા** ] ભલે. [ આસને બેસી ] ચંદની ઝગઝગ પ્રકાશે છે, તેમાં મશાલો નકામી છે. લેઈ જાઓ એ.

[ **પરિજન** ] હુકમ, પ્રથીનાથ ! [ જાય છે. ]

[ **રાજા** ] મિત્ર ! આપણે હવે એકલમએકલા છિયે ને દેવી આવવાની બે ઘડી વાર છે. તેનો લાભ લઈ હું મારી દશા કહું. સાંભળ.

[ **માણ૦** ] એ તો શરીર જ કહી આપે છે, મહારાજ. પરંતુ ઉર્વશીના ગાઢ પ્રેમની પ્રતીતિ થયા પછી તો આશાને આશરે રહી શકાય ખરું.

[ **રાજા** ] મિત્ર, તું સત્ય કહે છે. પણ મારા મનની આતુરતા ભારે વધી પડી છે.

[ ગાથા. ]

પ્રાંદી ટેઢી શિલાએ રૂંધાઈ વધંત ધોધવત વાધે
મનમથ મમ મન મથતો શતધા સંયોગના વાંધે[1]. ૮

[ **માણ૦** ] અંગો સોસાયાં છતાં પણ મહારાજ અધિક શોભો છો, તે ઉપરથી કહું છું કે પ્રિયતમાનો સમાગમ થયો જાણો.

---

૧. રોધનો ખ્યાલ આપવાને રચના જાણીજોઈને ભારે અને કઠોર રાખી છે.

[ રાજા જમણો હાથ ફરકતાં ] અહો !

[ અનુષ્ટુભ. ]

આશા આપંત શુકને સખા ! આ પાણિ દક્ષિણે
દુઃખ દારુણમાં તારી તુલ્ય ધારણ દે મને. ૯

[ માણ૦ ] બ્રાહ્મણનું બોલ્યું મિથ્યા થાય નહિ.

[તેવામાં આકાશમાર્ગે અભિસારિકાના વેષે ઉર્વશી ચિત્રલેખા સાથે પ્રવેશ કરે છે. ]

[ ઉર્વ૦ પોતાનો વેષ નિહાળતી ] બહેન ચિત્રલેખા ! આછાં આછાં આભૂષણ અને પહેરી શ્યામ સાડીનો આ મારો અભિસારિકાનો સોહાગ તને ગમ્યો કે ?

[ ચિત્ર૦ ] બહેન, શું કહું ? વખાણના શબ્દ જ જડતા નથી. મનમાં એમ થાય છે, કે હું જ પુરૂરવા હોત તો કેવું સારું !

[ *ઉર્વ૦ ] એ સુહાગી પ્રીતમને અવાસે વ્હેલી વ્હેલી મને લેઈ જા ને, બહેન ! પ્રભુ કામદેવની મને આજ્ઞા છે.

[ ચિત્ર૦ ] આ આવ્યાં આપણે તારા પ્રીતમના અવાસે. કેવો એ, જાણે કોરી કાઢેલો કૈલાસ હોય, એવો દીપે છે ?

[ *ઉર્વ૦ ] ત્યારે જોઈ મને કહે તો, મારા ચિત્તના ચોર ક્યાં છે ને શું કરે છે ?

[ ચિત્ર૦ સ્વગત ] જરા ગમ્મત કરું. [ પ્રગટ ] બહેન ! એ મનથી માન્યા પ્રિયજનના સમાગમની મઝામાં એકાંત ભોગવિલાસના સ્થાનમાં બેઠા છે.

[ સાંભળી ઉર્વ૦નું મ્હો એકદમ ઊતરી જાય છે. ]

[ *ચિત્ર૦ ] ઘેલી રે ઘેલી ! પ્રીતમની વ્હાલી તારા વિના તે કોઈ ?

[ ઉર્વ૦ નીચો શ્વાસ મૂકી ] આ આ હીણું હૈડું–એ બળ્યું વ્હેમાય છે !

[ચિત્ર૦] જો, આ રાજર્ષિ તો મણિમહેલની અગાશીમાં બેઠા. મિત્ર માણવક સિવાય બીજું કોઈ અહીં છે નહિ. આવ, આપણે એમની પાસે જઈએ.

[ બન્ને ઊતરે છે. ]

[ રાજા ] મિત્ર ! રાત્રિ વધે છે, તે સાથે કામજ્વર પણ વધે છે.

[ ઉર્વ૦ ] આવા મભમ બોલથી મારું હૈયું ફડક ફડક થાય છે.

માટે, રહો, સંશય ટળતાં સુધી તિરસ્કરણીએ અગોપ રહીને સાંભળિયે, કે મિત્ર સાથે મોકળે મને એ શી વાત કરે છે ?

[ચિત્ર૦] જેમ તારી મરજી, બહેન.

[માણ૦] ત્યારે, મહારાજ, આ ચંદ્રનાં અમૃતમય કિરણો સેવો ને.

[રાજા] એવા એવા ઉપાયોને આ રોગ પત કરે એવો નથી. જો, ભાઈ,

[ હરિણી. ]

નવ કમળની સેજે સ્હેજે, ન ચંદ્રતણા કરે,
નવ મલયજે, ના માળાએ, ન મોતીસરે સરે;
મનમથતણો વ્યાધિ આ તો પ્રિયા મમ સંહરે,
ઉરવશીની કે એકાંતે કૈં કથા જ વ્યથા હરે. ૧૦

[ઉર્વ૦ સ્વગત] બાપુ લહાડા ! મને તજી એમનામાં ભરાયાનું આજ તને ફળ મળ્યું.

[*માણ૦ સ્વગત] હા રે હા, હું પણ શિખરિણી વગર સુકાઈ જાઉં છું, ત્યારે એનું નામ લેઈ લેઈ મન રમાડું છું.

[*ચિત્ર૦] અલી, મન માનતું ન હતું તે સાંભળ.
[*રાજા] હું એમ માનું છું, કે

[ અનુષ્ટુભ. ]

એના અંગે રથક્ષોભે ચંપાયું અંગ ધન્ય જે,
સારરૂપ જ એ દેહે; ભારરૂપ જ અન્ય છે. ૧૧

[ચિત્ર૦] હવે શું કરવા વખત બાગે છે, બહેન ?
[ ઉર્વ૦ રાજા પાસે જઈ ] અલી બહેન ! જો ને, હું મ્હોઢા-મ્હોડ ઊભી છું, છતાં મહારાજ તો જાણે લેખવતા એ નથી !
[ચિત્ર૦ મ્હો મલકાવી] અરે ઘાઈ ઘેલી ! રથવાટમાં તેં તિરસ્કરણી સમેટી તો લીધી નથી !
[ પડદા પાછળ ] પધારિયે, બાસાહેબ, ઘણી ખમા.
[ સૌ કાન દે છે. ઉર્વ૦ સાંભળી સોસમાં બુડી જાય છે. ]
[માણુ૦] અરે ! અરે ! રાણીજી પધાર્યાં. હવે મુનિવ્રત ધારણ કરો, હો.
[રાજા] મિત્ર ! તું પણ ઠાવકો થઈ ને બેસ.
[ઉર્વ૦] આપણે હવે શું કરીશું ?

[*ચિત્ર૦] બહેન ! ગભરા માં, તિરસ્કરણીને લીધે આપણે અગોપ છિયે.

[પછી હાથમાં પૂજાની સામગ્રી સમેત પરિજન સાથે મહારાણી પ્રવેશ કરે છે.]

[રાણી ચંદ્રમા સામું જોતી] અલી નિપુણિકા! ભગવાન મૃગલાંછન આ રોહિણીના સમાગમમાં શા મઝાના શોભે છે!

[ નિપુ૦ ] બાસાહેબના સમાગમમાં મહારાજ પણ તેવાજ શોભે છે.

[માણ૦ રાણીને નિહાળી ] આહા ! ગમે તો મને સ્વસ્તિવાચણ આપવાનાં છે તેથી, અથવા તો વ્રતને લીધે રીસનો ત્યાગ કર્યો છે તેથી, ગમે તે કારણથી રાણી મારી નજરે પ્રસન્ન જણાય છે.

[રાજા મ્હોં મલકાવી ] બંને સંભવિત છે. પરંતુ પાછળથી કહ્યું તેજ મારી નજરમાં તો આવે છે. જો ને, દેવી

[વંશસ્થવિલ.]

પવિત્ર દૂર્વામય અંકુરે શિરે,
સુહાગનાં આભરણે. સિતાંબરે,

હૈડા નિમિત્તે વ્રતના સુવૃત્તિએ,
પ્રસન્ન સોહે મુજ શું જ મૂર્તિએ. ૧૨

[રાણી પાસે આવી પહોંચતાં ] જય જય, આર્યપુત્ર !

[પરિજન] ઘણી ખમા, પ્રથીનાથ.

[માણ૦] અખંડ કલ્યાણ, રાણીસાહેબ !

[રાજા] પધારિયે, દેવી ! [ આસને ઊભા થાય છે. ]

[ઉર્વ૦] દેવી શબ્દે એમને જે બોલાવે છે તે, બહેન, યોગ્ય જ છે. ઇંદ્રાણીથી રાણી લેશમાત્ર કાંતિમાં ઊતરે એમ નથી.

[ચિત્ર૦] વાહ, બહેન, ઇર્ષ્યા રહિત ખરેખરું કહ્યું !

[રાણી] આર્યપુત્રના સંનિધાનમાં કંઇક વ્રત ઊજવવાનું છે. તેને લીધે બે ઘડી આપ ઉપરોધ વેઠશો જી.

[રાજા] અંહાં, ઉપરોધ નહિ, અનુગ્રહ જ આ માનું છું.

[માણ૦] આવો ઉપરોધ સદા એ હજો ને સ્વસ્તિવાચણ સદા એ મળજો.

[રાજા દેવીના આ વ્રતનું નામ શું ?

[રાણી નિપુણ સામું જુએ છે.]

[નિપુ૦] પ્રિયપરસાદન, પ્રથ્વીનાથ !

[રાજા રાણી પ્રતિ] એમ હોય, તો તો

[વંશસ્થવિલ]

ચમેલી શી આ સુકુમાર દેહડી
વ્રતે દમો છો અમથાં જ વ્હાલીડી!
થઈ અધીરો તમ રીઝ જે ચહે,
રીઝાવવો હોય તમે શું દાસ તે? ૧૩

[ઉર્વ૦] કેટલાં બધાં માન ?

[ચિત્ર૦] અલી ઘેલી !

અંતરે અન્યને ઝંખે, તે હોયે વધુ મીઠડા.[1]

[રાણી મ્હો મલકાવી] ખરે જ, વ્રત કર્યું ને ફળ્યું, જેણે આર્યપુત્રના મુખમાંથી આવાં વચન નીકળ્યાં !

[માણ૦] બસ કરો, મહારાજ ! ધર્મના કાર્યમાં આડી જીભ ઘાલવી ન હોય.

[રાણી] છોકરીઓ ! પૂજાની સામગ્રી લાવો. મણિમહેલના મસ્તકે વિરાજતા ચંદ્રભગવાનનાં કિરણનું હું પૂજન કરું.

[પરિજન] આ ફુલ ચંદન વગેરે સામગ્રી.

---

૧. આ અનુષ્ટુભનું અર્ધિયું છે.

[**રાણી** ચંદ્રકિરણની પૂજા કરી] નિપુણિકા, આ નૈવેદ્યના મોદક આર્ય માણવકને આપ.

[**નિપુ૦**] આગન્યા, બાસાહેબ. [આપે છે.]

[**માણ૦**] સ્વસ્તિ. રાણીજીને વ્રત બહુ બહુ ફળ આપનારું નીવડો !

[**રાણી**] અહીં આવો, આર્યપુત્ર !

[**રાજા**] આવ્યો.

[***રાણી** હાથ જોડી] દિવ્ય દંપતી ચંદ્ર રોહિણીને સાક્ષી રાખી આ હું કહું છું, કે જેને આર્યપુત્ર ઝંખે છે અને જે આર્યપુત્રને મળવા તલસે છે, તે સુંદરીએ આજથી મારી આડખીલ ન લેખવી.

[**ઉર્વ૦**] હાશ, મારો જીવ હેઠો બેઠો અને હઇયું ચોખુંચટ થયું, જોકે એમનું કહેવું કેવા ભાવમાં છે તે હું સમજી નહિ.

[**ચિત્ર૦**] હા થઈ, બહેન, મોટા મનવાળાં રાણીની–પતિવ્રતાની હા થઈ. હવે તારે પ્રીતમના સમાગમની અડચણ જ ટળી ગઈ.

[માણુક આઠું જોઈ] ઠીક, ઠીક, મચ્છ હાથમાંથી છટકી જાય છે ને માછી ત્યાગી વૈરાગી બની પુકારે છે–'જા, જા, જા, મને ધર્મ થાઓ' ! [પ્રગટ] ત્યારે રાણીસાહેબને મહારાજ આટલા જ વ્હાલા કે ?

[રાણી] અરે ભલા ભૂદેવ! તોલ તો કરો કે હું મારું સુખ ખોઈ આર્યપુત્રનું સુખ ઇચ્છું છું, તે તે આર્યપુત્ર વ્હાલા છે તેથી કે અમથાં ?

[*રાજા] અહો સહેજમાં ભડકનાર સુંદરી !

[ગાથા.]

ધણીપણું છે તમ; દઈ દો દાસ અવરને, નિજ કરી કે રાખો.
પણ હું નથી નથી તેવો, જેવો વ્હેમની દગે દાખો. ૧૪

[*રાણી] થયું; વિધિ પ્રમાણે વ્રત ઊજવ્યું. હવે આવો, છોકરીઓ. [જવા માંડે છે.]

[રાજા] વ્હાલી ! આમ મને તજીને ચાલ્યાં જાઓ, એ તે પ્રસન્ન કર્યાના ઢંગ કે ?

[*રાણી] લાચાર, આર્યપુત્ર, વ્રતના નિયમનો ભંગ થાય નહિ. [પરિજન સહિત જાય છે.]

[ઉર્વ૦] બ્હેન ! રાજર્ષિનો રાણી પ્રત્યે આટલો બધો પ્રેમ છે, છતાં મારું મન હું પાછું વાળી શકતી નથી !

[ચિત્ર૦] પણ તે નિરાશ થઈ, કંઈ કારણ, કે પાછું વાળવું ?

[રાજા પાછો આસને બેસી] દેવી વેગળાં ગયાં હશે, નહિ વારું ?

[માણ૦] અસાધ્ય જાણી રોગીને જેમ વૈદ્ય તજી દે, તેમ તેઓ પણ આપોઆપ મહારાજને તજીને ચાલ્યાં ગયાં. હવે કહેવું હોય તે સુખે કહો.

[રાજા] અહા ! હવે ઉર્વશી

[ઉર્વ૦] મનનું માગ્યું પામે ને ભાવટ સૌ વામે !

[રાજા]

[શાર્દૂલવિક્રીડિત.]

ભોમે ઊતરી કર્ણ રમ્ય અરપે નૂપુરની ઝેણુ; ને
આવી પાછળ છાય અંગુલિદળે ધારે રહી નેન એ;
ને ખેંચાઈ રહંતી ભાર હૃદયે ધીમે ક્યમે સન્મુખે
શાણી બ્હેનપણીની આણી ડગલાં દેઈ પધારે, સખે ! ૧૫

[ચિત્ર૦] જાણ્યો, બ્હેન, નાથનો આ મનોરથ ? ચાલ, પૂરિયે એ.

[ બંને તિરસ્કરણ સમેત્રી છૂપાતી છૂપાતી જાય છે. ઉર્વ૦ રાજાનાં નેત્ર દાબે છે. ચિત્ર૦ માણુ૦ને સાન કરી વારી રાખે છે. ]

[ રાજા ] મિત્ર, કહો ન કહો, પણ નારાયણે ઊરુથી પ્રગટાવેલી સુંદરી જ છે આ !

[માણુ૦] કેમ જાણ્યું ?

[રાજા] એમાં શું જાણવું'તું ?

[ગાથા. ]

કામે કરમાયલું આ વપુ પરસી અવર ના પ્રફુલ્લ કરે;
ચંદ્રકિરણથી જ ખીલે કુમુદ બીડાયલું, ન ભાનુકરે. ૧૬

[ ઉર્વ૦ હાથ ઊઠાવી લેઈ સન્મુખ જઈ ] જય જય, મહારાજ !

[રાજા] પધારીયે, સુંદરી. [પોતાની જોડે એક જ આસને બેસારે છે.]

[ચિત્ર૦] મિત્ર ! સુખી તો ખરા ?

[રાજા] હા, હવે સુખી થયો ખરો.

[ઉર્વ૦] દેવીએ દઈ દીધાથી, મહારાજે માની છું માટે, અર્ધું આસન દબાવી હું આ અડોઅડ બેસું છું, બહેન. રખે તું મને ધૃષ્ટ ધારતી.

[*માણુ૦] અહો, સૂરજ આથમ્યો ત્યારનાં આ તો અહીં દેખું !

[રાજા] પ્રિયે !

[ ગાથા ]

દેવીએ દેવાથી તન આજે નિજ કરી લીધ, ઠીક જ તે;
પણ કોની અનુમતિથી પૂર્વે હરી લીધ મન મુજ તેં ? ૧૭

[ચિત્ર૦] મિત્ર ! એનું તો મ્હો જ બંધ થઈ ગયું ! હવે મારે કંઈ વિનંતી કરવાની છે, તે જરા કાને ધરશો.

[રાજા કાન માંડી ] શું કહેવું છે ?

[ચિત્ર૦] વસંત ઋતુ ગાળતાં ગ્રીષ્મમાં હું સૂર્ય ભગવાનની સેવામાં રોકાઇશ. તે વારે પ્રિયસખી સ્વર્ગને સંભારી ઝૂરે નહિ, એમ મિત્ર કરશો.

[માણ૦] ઓહો ત્યાં તે સાંભરે એવું છે શું ?
સ્વર્ગમાં નથી ખાવાનું ને સ્વર્ગમાં નથી પીવાનું;
અણમીંચી આંખે જ જીવતર ઝખનું છે જોગવવાનું[1] !

[ રાજા ] સખી !

[ અનુષ્ટુભ. ]

દિવ્ય સૌખ્યે ભર્યું સ્વર્ગ વીસરે શે ? તથાપિ આ
અન્યને દોહ્યલો, દાસ થઈ રે'શે પુરૂરવા. ૧૮

[1] આ ત્રીસા સવૈયાનું અર્ધિયું છે.

[ **ચિત્ર૦** ] મોટી કૃપા. બહેન ઉર્વશી ! કઠણ થઈ હવે મને જવાની રજા આપ.

[ ઉર્વ૦ ચિત્ર૦ને ભેટી ) બહેન, મને વીસારતી માં.

[ **ચિત્ર૦** મ્હો મલકાવી ] તને જ મારે એવું વીનવવું હોય, બહેન, શાથી જે મિત્રના સમાગમમાં તું મને ભુલી જાય ખરી.

[ ચિત્ર૦ રાજાને પ્રણામ કરી જાય છે. ]

[**માણ૦**] અહોભાગ્ય, મહારાજ ! આપના મનોરથ પૂરણ થયા !

[ **રાજા** ] હા. મિત્ર, હું આ અહોભાગ્ય જ માનું છું.

[વસંતતિલકા.]

ભૂપાલમૌલિમણિએ મહીં હોય ચિત્ર
એવી અખંડ પ્રભુતાથી ય એકછત્ર
ના હું કૃતારથ પુરો લહું છેર તેવો,
હું આ પ્રિયાચરણકિંકર હોઉં જેવો. ૧૮

[ **ઉર્વ૦**] શું કહું, વહાલા ! વધારે વહાલાના શબ્દ જ જડતા નથી.

[ **રાજા** ] અહો, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કેવી ઉલટી જ અસર કરનારી છે !

[ વસંતતિલકા. ]

તે ચંદ્રનાં જ કિરણો સુખ ઊપજાવે,
તે કામના જ શર અંતર ઊમગાવે;
પૂર્વે વહે અવળું ચાલતું, તે જ હાવે,
સંયોગમાં સવળું સ્હોતું સર્વે સુહાવે! ૨૦

[ ઉર્વ૦ ] વાર કરતાં શું કરી અરે હું મહારાજની અપરાધી બની!

[ **રાજા** ] નહિ નહિ, પ્રિયે!

[ અનુષ્ટુભ. ]

દુઃખ જૈ સુખ આવ્યું, તે લાગે છે વધુ મીઠડું;
હોય શીળું વડું તાપે તમને વડજૂથડું. ૨૧

[ **માણ૦** ] મિત્ર! પહેલી રાતની મારી ચાંદનીમાં બહુ બેઠાં. હવે અગાશામાંથી મેડીમાં પધારવાનો સમો થયો છે.

[ **રાજા** ] ત્યારે આગળ થા ને આ તારી સખીને માર્ગ બતાવ.

[ **માણ૦** ] પધારિયે, દિવ્ય સુંદરી!

[ સૌ મેડીમાં જાય છે. ]

[**રાજા** જતાં જતાં] પ્રિયે! અત્યારે મારી લાલસા એટલી જ છે,

[ઉર્વ૦] શી વારું વ્હાલા !

[રાજા] કે

[પુષ્પિતાગ્રા.]

અપૂરણ મનકામના જ્યાં જે
શતગુણ દીસતી દીર્ઘ, તે જ આજે
રજનિ તુજ સમાગમે ય તેવી
નીવડી વડી હું કૃતાર્થ થાઉં સેવી. ૨૨

[સૌ જાય છે.]

## અંક ૪.

### વિષ્કંભક.

[ચિત્રલેખા ને સહજન્યા પ્રવેશ કરે છે.]

**[સહ૦]** સખી! હું જોઉં છું, કે તારા જીવને ચેન નથી. કેમકે તારું મ્હો બ્હીવાયું છે; ને કરમાયલા કમળ જેવું દેખાય છે. એ તારા સંતાપનું કારણ તું મને કહે, બહેન, જેથી હું તારા દુઃખની ભાગિયણ થાઉં.

**[*ચિત્ર૦]** કંઈ નહિ, બહેન, એ તો અપ્સરાઓની વારી પ્રમાણે સૂર્ય ભગવાનની સેવા ભરવા દરમ્યાન મને ઉર્વશી સાંભરી આવી;

**[સહ૦]** તમારાં સહીપણાં જાણું છું.

**[ચિત્ર૦]** ને મારા મનમાં એમ થયું, કે જોઉં વારું, આજકાલ શા સમાચાર છે? પછી મેં ધ્યાન ધરીને જોયું, તો મહાન અનર્થ દીઠો.

**[સહ૦]** હેં! શો તે?

**[*ચિત્ર૦]** અમાત્યોને રાજકાજ સોંપી વિલાસને ઇચ્છતા રાજર્ષિને લેઈ ઉર્વશી ગંધમાદન વને સિધાવી હતી.

[**સહુ૦**] એવી ભૂમિમાં વિહાર, તે તે વિહાર.

[**ચિત્ર૦**] ત્યાં મંદાકિનીના કોરા રેતાળ પટમાં ઉદયવતી નામે વિદ્યાધરકુમારિકા ખેલતી હતી, તે રાજર્ષિ જોવા રહ્યા; એટલે ઉર્વશી રીસાઈ.

[**સહુ૦**] એમ જ હોય. 'વ્હાલઘેલું વચકાય વ્હેલું.'

[***ચિત્ર૦**] તેને મનાવવા મહારાજે ઘણાં ઘણાં વાનાં કર્યાં, પણ તેણે કંઈ કાને જ ન ધર્યું; ને રોષમાં ને રોષમાં, આપણે તજવા જોગ જે કુમારવન, તેમાં ઝંપ લેઈને પેઠી. તેની સામમાં જેવો પગ મૂક્યો, તેવી જ તે બદલાઈને વેલ બની ગઈ!

[**સહુ૦**] દૈવ સારાને કે નરસાને એકેને મૂકતું નથી. હરિ હરિ ! એ નેહ ને આ છેહ ! વારું, બિચારા રાજર્ષિના શા હાલ છે ?

[***ચિત્ર૦**] વનમાં એ વ્હાલીને સારો દિવસ શોધ શોધ કરે છે. તાકડે વાદળાં ચડી આવ્યાં છે, એટલે એ બિચારાના કેવા એ હાલ થશે ! સુખિયા સંજોગી જીવને પણ મેઘ વ્યાકુળ કરે છે.

[*સહ૦] સખી ! એવા ભવ્ય પુરુષો પીડાયા કરવાને નિર્મ્યા નથી. માટે જરૂર તેમના ફરી મેળાપનો કોઈ જોગ વિધાતાએ ઘડી રાખ્યો હશે. [પૂર્વ ભણી પ્રકાશથી નજર ખેંચાતાં] ચાલ, ચાલ, બહેન, સૂર્ય ભગવાનની સેવામાં હાજર થઇયે. એ આવ્યા.

[બંને જાય છે.]

---

[ઉન્મત્ત દશામાં રાજા પ્રવેશ કરે છે.]

[રાજા] અરે ઓ લુચ્ચા રાક્ષસ ! ઊભો રહે. મારી વ્હાલીને લઈ ક્યાં જાય છે ? તું પર્વતના શિખર ઉપરથી ગગને ચડી ધનુષ ખેંચી મારા ઉપર બાણનો વરસાદ વરસાવે છે ! [ફોરાં શરીરે અડતાં] અરે રે ! હું તો ભૂલ્યો.

[હરિણી.]

નવલ ઘન આ ગાજે, ન્હોયે નિશાચર પાપ એ;
સુરધનુષ આ ખેંચેલું છે, નથી રિપુચાપ એ;
જળની વરસે ધારા આ તો, ન બાણુની પંક્તિ એ;
વીજ કનકની રેખા શી આ, ન જોબનવંતી એ. ૧

[ વિચારમાં પડી જઈ] ત્યારે ક્યાં ગઈ હશે એ ?

[ શાર્દૂલવિક્રીડિત. ]

રૂઠી અંતરધાન હોય થઈ એ; ના રોપ તે તો ટકે.
હોયે સ્વર્ગ ગઈ; પરંતુ મુજમાં એનું રમે ચિત્ત છે.
દૈત્યોએ હરી હોય; તે ય ન બને ઊભેલ હું આ છતે.
ગોરી ગૂમ થઈ ગઈ કહીંક એ. કેવું કહું કર્મ તે ! ૨

[ ઊંચે જોઈ નીસાસો મૂકી ] અફસોસ ! ભાગ્યની પડતી, ત્યાં નડતીમાં નડતી !

[ માલ્યભારિણી. ]

દયિતાથકી આ અચિંતવ્યો ને
સહતો સોત્ર વિજોગ ઉદ્ભવ્યો; ને
નવલી વળી વાદળીથી શાળા
દિન ઉન્માદક આવિયા રસીલા ! ૩

*શા માટે ત્યારે આ વર્ષાકાળને જ દેશવટો ના દેવો ? દુઃખનો વધારો ખમી રહેવાનું કારણ નથી. એ ખરું, પણ દેશવટો તો નહિ દેઉં. આ બધો વર્ષાનો સાજ છે, તો મારો રાજવૈભવ બન્યો રહે છે. શી રીતે ? તો કે

[ મંદાક્રાંતા. ]

*રાજે વીજે ગગન ગરવું ચંદ્રવો હેમનો આ.
ઢાળે ઊભાં નિચુલ તરુઓ મંજરી ચામરો આ.
ગાયે સુરે મધુર મધુરે મોર બંદિજનો આ.
ધારા મોતીસર સમરપે અબ્દ સોદાગરો આ. ૪

પણ એ વૈભવની ભૂંગળ વગાડ્યે વળ્યું શું ? ગૂમ થયેલી ગોરીને જ શોધું ને. એ આ વનમાં પેઠી હતી. [બે ડગલાં ભરી] હહા ! મનથી કરેલા ઠરાવમાં જાણે કંઈ ઉસ્કેરણી બાકી હોય, તેમ

[ ગાથા. ]

જળકણિકાના અરુણા કદળીના દોડલા સ્મરાવે આ
આંસુએ ઊભરાતાં રોષે રાતાં નયન એનાં ! ૫

હવે મારે શી રીતે જાણવું, કે અમુક માર્ગે જ વ્હાલી ગઈ હશે ? હાં હાં,

[ વસંતતિલકા. ]

આ વૃષ્ટિએ રચીં પચી વનભૂમિમાં જ્યાં
એ અંગના ગઈ હશે ડગલાં દઈ, ત્યાં

પ્રૌઢા નિતંબથી પૂંઠે ઢળતાં ઢળેલાં
રાતાં હશે જ અળતે પગલાં પડેલાં[1]. ૬

[ આગળ જતાં નજર નાંખી હર્ષ સાથે ] આહા ! એ આકળીએ લીધેલા માર્ગનો પત્તો લાગ્યો. એ દેખાય એનું એંધાણ.

[ વંશસ્થવિલ. ]

રીંસે ભરી સુંદરી વેગમાં જતાં
પડ્યો પછેડો શુક તુલ્ય નીલ આ;
જહીં લઈ ઓઠની લાલી આંસુડાં
રચ્યાથી રેલા પડિયા રતૂમડા. ૭

[*બારીકીને જોતાં] અરે રે ! એ તો રાતી ગોકુળગાયવાળો લીલીકચ્ચ હરિયાળીથી છવાયલો જમીનનો ટુકડો છે ! હરિ હરિ ! આ ઉજ્જડ વનમાં વ્હાલીની ભાળ મેળવવી પણ ક્યાંથી ? [ થોડેક છેટે મોરને જોઈ ] અહા ! પણે પથરાના સપાટ પટમાં કળા કરી મોર ઊભો છે. એ ચોગાનના દગડફૂલની જ

૧. ઉત્તરાર્ધના ભારે વર્ણથી પૂંઠનો ભાર અને કોમળ વર્ણથી વનભૂમિનું નરમપણું સાથે સાથે સૂચવ્યું છે.

વાસ આ વરસાદના છાંટા પડવાથી ફ઼ોરે છે. એ મોર કેવો

[ ગાથા. ]

કરી ડોક ઊચી ટહુકે ફૂલાવી ગળું વિકાસી લોચન, ને
સનમુખ પવનથી થનથન થાતાં પીંછે જુએ ધનને[1] ! ૮

એને પૂછી જોઉં. [ જરા પાસે જઈ ]

[ અનુષ્ટુભ. ]

વનમાં વનિતા ઊચા કંઠની, નીલકંઠ હે
નૃત્તે શૂરા, પૂરી નૃત્તે તે જોવા જેવી જોઈ તેં ? ૯

વાહવા રે ! આ તો ઉત્તર આપવાનું મૂકી નાચવા મંડી ગયો ! શાથી એ આટલો બધો હરખાતો હશે ? [વિચાર કરી] ઠીક, ઠીક.

---

૧. સર્પાકારે વાંક લેઈ ઊંચી થતી ડોકનુ સૂચક વર્ણચિત્ર બીજું જગણાત્મક ચતુષ્કળ છે; વધારે વધારે ફૂલતા સાંકડા ગળાનું વર્ણચિત્ર તે પછી લાગલાગટ ત્રણ ગુરુએ આલેખ્યું છે; અને પીંછાંનો થનથનાટ લઘુવર્ણની વર્ણસગાઈથી જણાવ્યો છે.

[ માલિની. ]

*મયુરિયું મકલાયે ગૂમ ગોરી થયાથી
મધુરી ભરી કળાની હોડનું ના રહ્યાથી.
પણ શું કરત એ, જો હોત ફૂલે ફૂલેલી
યુવતિની રતિરંગે વેણી ઢીલી પડેલી[1]? ૧૦

બસ, એ પરદુઃખે સુખિયાનું મ્હો ન જોવું. [ બે ડગલાં આગળ વધી] અહો! કોયલ. વર્ષા બેસતાં કેવી એ મદે ભરી જાંબૂડાના ડાળે કુહૂ કુહૂ કરે છે! પંખીઓમાં ચતુર છે એ. માટે એને વીનવું. અહો મીઠી બોલી બોલનારી!

[વસંતતિલકા.]

પ્રેમી જનોતણી તું પ્રેમની દૂતિ દીઠી.
તું માનમોડણ અમોઘ જ અસ્ત્ર, મીઠી!
તો તે શું લે'જે છે મેળવ વ્હેલી વ્હેલી,
કે તેડી લાવ તતખેવ તું તે હેલી. ૧૧

*આટલું ચ્હાતાં છતાં કેમ એ તજીને ગઈ, એના ખુલાસામાં હું કહું છું, સાંભળ.

૧. ક્ષુદ્ર હર્ષ 'મકલા' ક્રિયાપદથી, તિરસ્કાર લઘુતાવાચક પ્રત્યયથી અને તુચ્છતા નાન્યતર જાતિથી દર્શાવેલ છે.

[સુંદરી.]

નથીં કારણ કોપનું કંઈ.
વણુવાંકે વચકાઈ એ ગઈ.
ધણિયાણી ધણીની એ ઘણી!
વદતી વાત નહીં શી વાંકની? ૧૨

અરે! આ તો મારી કર્મકથા પડતી મૂકી પોતાને કામે લાગી! અથવા ઠીક જ કહ્યું છે, કે

[માલિની.]

સરવ પરની પીડા તાતી એ શીળી પેખે;
અરજ હું દુખિયાની કેમકે લૈ ન લેખે,
અધર જયમ મદાંધા કો પીએ, તેમ હાવાં
મચી પડી મધુરું એ રાયજંબુ જ પીવા. ૧૩

*ભલે, એમ છે, તોયે એની બોલી મારી વ્હાલીના જેવી મીઠી છે, તેથી એને મારા કોપનો સ્વાદ ચખાડવો ઘટતો નથી. જોઉં આ ઝાડીમાં [ કંઈક આગળ વધી કાન માંડી ] ઓહો! જમણી કોરે ઝાંઝરનો ઝણકો સંભળાય છે! વ્હાલીનાં જ પગલાંની એ વધામણી હોવી જોઈયે, જઈ પ્હોચું ત્યાં. [આમ તેમ જોઈ] અરે અરે!

[ અનુષ્ટુભ. ]

ઘનઘોર દિશા દેખી જવા માન સરોવરે
અધીરા રાજહંસોનો સ્વર, ઝાંઝરનો ન એ. ૧૪

*હશે. એ જળાશયમાંથી ઊડી જાય, તે પહેલાં એમની પાસેથી પ્રિયાની બાળ મેળવી લેઉં. [પાસે જઈ મુખ્ય હંસ પ્રતિ] અહો જળચર પક્ષીઓના રાજા!

[વસંતતિલકા.]

ઊભો રહે પલક, પંથ પછી તું જાજે;
બાથું મુખેથી મૂક, એ બિસ પૂઠ લેજે.
દે બાળ વ્હાલીની વ્યથા હરી લે ઊંડેરી.
છે સ્વાર્થથી અધિક આરત આર્તકેરી. ૧૫

એ બોલતો નથી, પણ ઊંચું મ્હોં કરી જુએ છે; તેથી શું એમ કહેવા માગે છે, કે માનસરોવર જવાના રઘવાટમાં મારા જોવામાં આવી નથી? ઠીક જ તો. પણ અરે! આ સરોવરના

[ માલ્યભારિણી. ]

તટના પટમાં અહીં જો એ
દયિતા દિવ્ય ન દીઠી હંસ! હોયે,

મહથી મલપંતી તો તું તેની
હરી લાવ્યો ગતિ ક્યાંથી? ચોર! કહે ની. ૧૬

માટે

[ અનુષ્ટુભ. ]

દઈ દે દયિતા મારી; ચોરી છે ચારુ ચાલ તેં.
ઝલાતાં માલ, મુદ્દો એ આરોપી આપવો પડે. ૧૭

[મોટથી હસતો] હાહ્હા !

ભાગ્યો ભાગ્યો ચોરને દંડનાર
રાજા જાણી બાવરો બામટો એ[1]

[આગળ વધી] કોણ આ સજોડે રહેનાર? ચક્રવાક? પૂછું એને.

[અનુષ્ટુભ.]

ચક્ર શી પૂંઠવાળીથી વિખૂટો, ચક્રવાક હે,
ચિંતાચક્રે ચડેલો[2] આ ચક્રવર્તી પૂછે તને, ૧૮

૧. આ બે લીટી પ્રહર્ષિણી છંદનાં બે ચરણમાં ગોઠવાય છે.

૨. ડકારળકારની એકતાથી 'ચળેલો' એટલે 'ગાંડો' એવો અર્થ પણ નીકળે.

કહ્યું ?

કો ? કો કો કો'[1]

એમ પૂછે છે ? અરે તેં મને ન ઓળખ્યો ?–

[અનુષ્ટુભ.]

આજા સૂર્ય અને દાદા ચંદ્ર જેના પ્રસિદ્ધ છે,
જે વળી ઉર્વશીએ ને ઉર્મીએ વરી લીધ છે. ૧૯

કેમ ? એણે મ્હો મોડી દીધું ? જરા ખખડાવું ત્યારે.

[હરિણી.]

કમળદળના ઓઠે મોંદી ન જોઈ સરોવરે
નિકટ ચકવી છોટે ટેવી અધીર ઉરે ઝુરે,
અલગ પડતાં નેહે મેહે તું એમ કરી મરે;
વિધુરજન શું મ્હો એ મોડે ન આમ; અરધા શું એ? ૨૦

૧. 'કો કો કો કો' એ ચક્રવાકની સ્વાભાવિક બોલી છે, જેને લીધે એને કોક પણ કહે છે. ચાર એકાક્ષર શબ્દથી આ છંદ બને છે. તેનો અર્થ નીચે પ્રમાણેઃ—એ કોણ છે? આ કોકને કોઇ તે કહો.

અફસોસ! મારું દુર્દૈવ જ પૂછે છે એ; બીજું શું? ચાલ, રામ, બીજે જાઉં. [ ડગલું ભરી એકાએક ઊભા રહી ] સાંભર, સાંભર.

[અનુષ્ટુભ.]

હંતહંશે ગગણતું વામાવદન, તે મને
સ્મરાવી અમ્બુજ રોકે આ ભર્યું ભ્રમરના સ્વને[1]. ૨૧

લાવ, ત્યારે, આ કમળમાં લીન મધુપને પણ અરજ કરી લેઉં, જેથી અહીંથી ગયા પછી મનમાં વસવસો ન રહે.

[માલિની.]

મધુપ! મધુરનેની ક્યાં ગઈ એ? કહે ની.
નથી થઈ અથવા તો તુજને ઝાંખી એની.
મુખની સુમુખીના જો હોય તેં વાસ સેવી,
તવ થવી લવલેશે પંકજે પ્રીતિ કેવી? ૨૨

હવે બીજે જોઉં. [ કેટલાંક ડગલાં જઈ ] હાં, પેલો નીપ વૃક્ષના ડાળે સૂંડ ભેરવી હાથણી સાથે હાથી ઊભો. એ મને

૧. પૂર્વાર્ધમાં અનુનાસિકના યોગે ગળામાંના ગણગણાટનું સૂચન છે. ઉત્તરાર્ધમાં કઠોર નેટાક્ષરથી એકદમ લક્ષ ખેંચાવું અને ભકારની વૃત્તિથી ભરપૂરતું પણ વર્ણચિત્રદ્વારા સૂચવ્યું છે.

પ્રિયાની ભાળ આપે ખરો. [ધારીને જોઈ] સત્પુર, ઉતાવળ કરવા જેવું નથી. એ

[ગાથા.]

*ત્રવતી સુરસ સુરા સમ નવપલ્લવવાળી ડાળી વેલતણી
આરોગે છે મુખમાં મૂકેલી માનીતી હાથણીની[1]. ૨૩

[ થોડીવાર રહી ] હાં, ખાઈ રહ્યો. હવે પૂછું. અહો મદ ગળતા ગજરાજ !

[ગાથા.]

ગુંથી જૂઈથી જેની વેણી, તે નિત્યયૌવના મીઠી
તવ કર સરિખી ઊરુની દૂર દગે સુંદરી દીઠી[2] ? ૨૪

[ખુશ થતો] અહા ! આ તારા ભર્યા મીઠા સ્વરથી પ્રિયાની પ્રાપ્તિની આશા આપી તું મને કેવો ધીરજ આપે છે ! એ કારણથી, અને વળી તારા મારામાં સમાનતા છે તેથી, તારા પર મારો પ્રેમ ઢળે છે.

---

૧. આરંભની વર્ણસગાઈ સરસર દ્રાવના પડઘો પાડવાને યોજી છે.
૨. અક્ષરની ગૂંથણી ફૂલની ગૂંથણીનું ભાન કરાવે એવી રાખી છે.

[શાર્દૂલવિક્રીડિત.]

તું રાજા ગજરાજનો, અવનિમાં હું ભૂપનો ભૂપ છું;
તું દે દાન ઉદાર અર્થી તરપે, તર્પું છું તેવો જ હું.
યૂથે હસ્તિનીમાં તું, ઉરવશીમાં અંતઃપુરે લુબ્ધ હું;
તું હું તુલ્યઃ—અરે વ્યથા વિરહની હું શી ન વેદીશ તું. ૨૫

*સદા સુખી રહે તું! [પડખે નજર નાંખી] અરે હા! પેલો પર્વત જણાય, તે તો સુરભિકંદર. એ બહુ રમણીય હોઈ અપ્સરાઓને પ્રિય છે. ઉર્વશી એના ફેરાવમાં તો ન હોય? [જતાં જતાં] ક્યાં કર્મની વાત? વાદળમાં વીજળી પણ ઝબકતી બંધ પડી! ગમે તેમ હોય, પણ આ ગિરિરાજને પૂછ્યા વિના તો ન જ જવાય. [સામો ઊભો રહી] અરે એ જંગી કરાડોવાળા ગિરિરાજ!

[દ્રુતવિલંબિત.]

કટિતટે નવ કાનન દિવ્ય છે.
ભુવન ભૂપ મનોજનું ભવ્ય જે.
તહીં વડા કુચભારથી કોઇ તેં
લચી લચી જુવતી જતી જોઈ કે? ૨૬

કેમ બોલતો નથી ? છેટું બહુ છે, તેથી એનાથી સંભળાતું નહિ હોય. હશે, પાસે જઈ ફરી પૂછું. [ આગળ વધી ]

[ગાથા.]

*ભૂપરના ભૂધરના ભૂપતિ હે ! ભમતાં ભવ્ય વન માંહી
સર્વે અંગે સુંદર રામા મેં ખોઈ તેં જોઈ? ૨૭

[ કાન માંડી હર્ષ સાથે ] વાહ ! તું પણ અક્ષરે અક્ષર મારા જ બોલમાં 'જોઈ' કહે છે ! તો હવે સાંભળ બીજો પ્રશ્ન.

[અનુષ્ટુભ.]

એ મારી માનિની ક્યાં છે ?–

[એના એ શબ્દો પડઘામાં સાંભળી] અરેરે ! આ તો ડુંગરની બખોલમાંથી મારા જ બોલનો પડઘો સંભળાય છે ! [ થાક નંખાઈ જઈ ] ઓ રે ! પગ પાકા ગૂમડા જેવા થઈ ગયા છે. થોડી વાર આ પહાડી નદીના તીરે બેસું અને પાણી ઉપર થઈને પવનની લહેરો આવે છે તે સેવું, એટલે થાક ઊતરી જશે. [ બેસીને ] નવું પાણી આવ્યું છે ને

વહેણ્યુ ડોળાયું છે, તે છતાં એ આ નદીને જોઈ મારું મન રીઝે છે.

[શિખરિણી.]

*તરંગો ભ્રૂ થા છે; કટિની રસના, કાં ખગ, રસે;
પ્રકોપે વીંખાતું પટ જ પથરાતું ફીણુ દીસે;
અરે આ તો વાંકે કંઈક મમ વંકાની અતિશે,
નદીરૂપે ચંડી અપટ પલટાઈ ગઈ હશે[1]. ૨૮

ત્યારે આ મારી વ્હાલીને હું વીનવું. [હાથ જોડી] પ્રિયે, પ્રિયે,

[દ્રુતવિલંબિત.]

વચનથી, મનથી, ત્યમ કર્મથી
શકું રટી, લટી, રીઝવવા મથી.
તદપિ દોષ જુએ મુજ શો રજે
પરહરી તુજ દાસ જ જાય જે ? ૨૯

[ વિચારી જોઈ ] ના ના, આ તો સાચે સાચી નદી જ છે. ઉર્વશી કોઇ કાળે પુરૂરવાને છોડીને સમુદ્રને સેવે

૧. સાદૃશ્ય, તુલ્યકોટિક સંશય, અધ્યારોપ અને નિશ્ચય રાજાના મનનું રૂપાંતર જણાવે છે.

નહિ. ખેર, હવે પાછો, જ્યાં તે સુદર્શના અદર્શન પામી, ત્યાં એકવાર જાઉં. એ તો

જે નિરાશ ન થઈ મચ્યો રહે,
તે જ ઇષ્ટ સુખની ઘડી જુએ[1].

[પાછો વળી રાતું કદંબ છેટથી જોઈ] હાં, હવે તો તેના માર્ગનો પત્તો લાગ્યો જ.

[ ગાથા. ]

રાતું કદંબ એ તે, આછા રેસાનું જેનું અદ્ધોંપકવ્યું
વર્ષાસૂચક સુહવ્યું એણે અંબોડલે ફૂલડું. ૩૦

એના પડખે કાળિયાર છે. વાહ રે વાહ!

[અનુષ્ટુભ.]

કાળિયાર ઊભો એ, તે વનશોભા વિલોકતે
વનદેવીતણો માનું ઠર્યો મૂર્ત કટાક્ષ છે! ૩૧

એને હું વ્હાલીની ભાળ આપવા વીનવું. અરે કેમ એ, મારી અવગણના કરતો હોય, તેમ મ્હો ફેરવે છે? હાં, હાં,

૧. આ બે લીટી રથોદ્ધતાના બે ચરણમાં આપે આપ ગોઠવાય છે.

[ગાથા.]

મૃગલી આવતી વચમાં અચકી પય મૃગલિયું પીવા વળગ્યે;
મૃગ ડોક વાંકી વાળી આ એને જોય એકટશે[1]. ૩૨

[અધીરાઈથી] અરે ઓ હરણના ટોળાના સરદાર !

[મંજુભાષિણી.]

વનિતા વિલોકી કહીં એ વને ઘને ?
તું કહી શકીશ લહીં આ જ લક્ષણે :
તવ બ્હાલીડી મૃગલી શાં વિશાળ ને
અતિ એહનાં નયનિયાં રસાળ છે[2]. ૩૩

ફૂટ રે ભૂંડા ! મારું કહેવું કાન તળે કાઢી નાંખ્યું ને ચાલ્યો હરિણી ભણી ! એમ જ હોય. અવદશા અપમાન ખમવાને જ છે.

૧. નરના મુકાબલામાં માદાનું નાજુકપણું 'મૃગ' 'મૃગલી'ના પ્રયોગથી અને બચ્ચાનું પ્રિયપણું 'મૃગલિયું'ના પ્રયોગથી દર્શાવ્યું છે. દૂધ પીવા બચ્ચું માથું મારે છે તે પૂર્વાર્ધના જગણથી અને મૃગ વાંકી ડોક કરી જુએ છે તે ઉત્તરાર્ધના જગણથી નિરૂપિત છે.

૨. 'રસાળ' વિશેષણે ઉપલક્ષિત નયનગત કોમળપણું 'નયનિયાં'ના પ્રયોગથી બતાવ્યું છે.

ચાલ, રામ. [ આગળ જતાં કંઇક ચળકતું જોઈ ] અહો !
પેલું પત્થરના ચીરામાં શું દેખાય છે ?

[શિખરિણી.]

ઝગે, તેથી સિંહે હત ન ગજનો માંસલવ એ;
પડે વૃષ્ટિ, તેથી કણુ અનલકેરો ય નવ એ;
હહાં, આ તો જાસૂ સમ અરુણુ મોંઘો મણિ જ છે,
લઈ લેવા જેને નિજ કર વધારે રવિ શકે ! ૩૪

શો મનોહર છે ! લેઉં, લેઉં. અથવા

[ ઇંદ્રવજ્રા. ]

આ અર્પવો જેહની વેણી માંહી
મંદારની મ્હેકથી મોહદાયી,
તે તો પ્રિયા દુર્લભ છે જ હાવે;
કાં એ કરું દૂષિત આંસુડાંએ ? ૩૫

[ પડદા પાછળથી ] લેઈ લે, વત્સ, લેઈ લે એ.

[ગાથા.]

પરમેશ્વરીના પગનો જાવક ઝર્યો જ્યાં જેહ ઊપજેલો,
સંગમનીય મણિ જ એ; વ્હાલાંને મેળવે વ્હેલો. ૩૬

[*રાજા કાન દેઈ] અરે કોણ મને આ ચેતાવે છે?
[પડદા તરફ જોઈ] અહો! ગજચર્મધારી શંકર ભગવાન પોતે જ છે. મહારાજ! મોટો અનુગ્રહ કર્યો, કે આપે મને ચેતાવ્યો. [મણિ લેઈને] અહો સંગમનીય!

[વંશસ્થવિલ.]

મહેશ જેવો શશીને શિરે ધરે
તને હું તેવો ધરું શીશ આદરે,
મૃગેંદ્ર જેવી દ્દષ્ટિવાળી જે ફરી
તું મેળવે દુર્મિળ દિવ્ય સુંદરી. ૩૭

[આગળ જતાં એક વેલ જોઈ] અહા, આ વેલને એક પણ ફૂલ નથી, તોપણ મને એ પ્રિય લાગે છે; એ શું? હાંહાં, એમાં મારું મન રમે એ યોગ્ય જ છે.

[શાર્દૂલવિક્રીડિત.]

ટીશી આ જળબાની, શું અધર એ ધોવાયલો આંસુએ?
ફૂલી ફૂલ ગયે સૂની શી, અડની આભૂષણોએ શું એ?

વાગ્યે ભૃંગની ગુંજ શાંત દીસતી, ચિંતાથી શું મૌન એ?
ઝાંખી પાંખો શી તજી વર્જી મુજને ચંડી લહું ખિન્ન એ[1]. ૩૮

વીણી ને ચુંટી મારી પ્રિયાની જ મૂર્તિ છે આ. તેથી એને ભેટવાની મને ઉલટ થઈ આવે છે.

[ રાજા આલિંગન દે છે. તે જ ક્ષણે વેલ બદલાઈ ઉર્વશી બની જાય છે. ]

[રાજા મીંચેલાં નેત્ર સ્પર્શસુખ અનુભવતો ] અહાહા, કેવી ટાઢક વળે છે! મારું શરીર જાણે ઉર્વશીનાં જ ગાત્રનો સ્પર્શ અનુભવે છે, પણ મારું અવિશ્વાસિયું મન માનવા ના પાડે છે. શાથી જે

[ વંશસ્થવિલ. ]

પ્રિયા વિશે પૂર્વ કરું વિતર્ક જે,
ખચીત ખોટા નીવડે ક્ષણે બીજે;
ન તો ઊઘાડું સહસા હું લોચનો.
સજાું ભલું આમ જ સ્પર્શ એહનો. ૩૯

૧. છેલ્લા ચરણની કઠોરતા તર્જન ગર્જનમાં રહેતી કઠોરતાના પ્રતિધ્વનિરૂપ છે.

[રહેતે રહેતે આંખો ઊઘાડી] ઓહો આ તો સાચે જ પ્રિયતમા છે !

[ઉર્વ૦ આંસુ લૂછતાં] જય જય, મહારાજ.

[રાજા] અહા

[ અનુષ્ટુભ. ]

ડૂબી તિમિરમાં તન્વી ! વિજોગે ઘડી ધન્ય, કે
ઘણી જોએ લહે શુદ્ધિ, પામિયો તેમ હું તને! ૪૦

[ઉર્વ૦] મહારાજની દયા હું ભીતર સમાયલે સ્વરૂપે જોતી હતી.

[રાજા] 'ભીતર સમાયલે સ્વરૂપે' એટલે ? હું કહેવું સમજ્યો નહિ.

[ઉર્વ૦] કહું છું. પણ પ્રથમ મહારાજ મને રીઝ ધરી માફ કરશો. મેં ક્રોધે અંધ બની મહારાજના ભૂંડા હાલ કર્યા !

[રાજા] સુંદરી ! માત્ર તારા દર્શનથી મારાં ઇંદ્રિયો અંતઃકરણ અને અંતરાત્મા સૌ રીઝયાં છે. પણ કહે ને, કહે ને, કે આટલો બધો વખત મારાથી વિખુટી પડી કયે સ્વરૂપે તું રહી હતી, કે હું ઓળખી એ ન શક્યો ?

*ઉર્વ૦ ] સાંભળો, મહારાજ. પૂર્વે કુમાર ભગવાન સ્કંધનું કુમારવ્રત ધારણ કરી ગંધમાદન વનના આ પવિત્ર ભાગમાં આવીને રહ્યા હતા. તે સમયે તેમણે મર્યાદા બાંધી હતી.

[ **રાજા** ] શી ?

[ ***ઉર્વ૦** ] કે ‘ આ બાગમાં જે સ્ત્રી પગ મૂકશે, તે બદ્દલાઈને વેલ બની જશે; ને તે માણના પગના અળતાના બનેલા સંગમનીય મણિ વિના એ સ્થિતિમાંથી છૂટવા પામશે નહિ. ’ એ દૈવી મર્યાદા વીસરી જઈ આ કુમારવનમાં પેઠી, તેથી જ હું તો બદલાઈને વાસંતી વેલ બની ગઈ.

[ **રાજા** ] બરાબર, બરાબર. બાકી તો

[ગાથા.]

રતિરમઝટના શ્રમમાં નયન ઢળી જતાં જ સોડમાં ય લહે
સો ગાઉ દૂર મુજને, તે તું શે દીર્ઘ વિરહ[1] સહે ? ૪૧

પ્રિયે ! તેં જે ફરી મેળાપનું નિમિત્ત કહ્યું, તે આ મણિ. [ બતાવે છે. ] એનો ચમત્કાર સાચો, અમે જાતે જોયો.

[ ***ઉર્વ૦** ] મહારાજે આલિંગન દીધું ને હું હતી તેવી થઈ તે આના પ્રતાપે. [ મણિ લેઈ માથે ચઢાવે છે. ]

---

**૧. વિરહ દીર્ઘ લાગવો તે ચાર દીર્ઘ અક્ષરની હારના છેડે ‘દીર્ઘ’ ના આદ્યક્ષરની જોડાક્ષરથી વિશિષ્ટ બનતી દીર્ઘતાથી જણાવેલ છે અને તે અચાનક એકદમ મટવો તે પછીના પાંચ લઘુથી.**

[ **રાજા** ] એક ક્ષણભર, સુંદરી, એ મણિ માથે ધરી રાખ.

[ગાથા.]

નિલવટ પરના મણિના કુંકુમવરણા પ્રકાશથી છવાયું
મુખ તવ નવરવિકિરણે અરુણા કમળથી લહું સવાયું. ૪૨

[ **ઉર્વ૦** મણિ પાછો સમર્પતી ] મારા મધુર વચનના નાથ! આપણે હવે પાછાં વળિયે. પ્રતિષ્ઠાન છોડયે આપણને બહુ કાળ થયો છે. હું પ્રજાની આંખમાં આવીશ.

[ **રાજા** ] જેવી દિવ્ય વ્હાલીની આજ્ઞા.

[ **ઉર્વ૦** ] મહારાજ શી રીતે પધારવા માગો છો ?

[ **રાજા** ] અહો ગજગામિની!

[ મંજુભાષિણી. ]

ચપળાનો ચારુ ફરકે ધ્વજ અને
પટી પંચરંગી સુરચાપની બને;
વિધ એ નવીન, ઘનના વિમાનમાં
નિજ રાજધાનીજ સિધાવિયે હવાં. ૪૩

[ બંને મેઘના વિમાનમાં સિધાવે છે. ]



# અંક ૫.

## વિષ્કંભક.

[*ભાણ્ડ પ્રવેશ કરી] સરવના રૂડા ભાગ્યે પ્રિયમિત્ર ઘણે વર્ષે પ્રતિષ્ઠાન પાછા આવ્યા. એઓ દેવી ઉર્વશીના સમાગમમાં કંઈ કંઈ દેવતાઈ વનમાં વિહાર કરી આવી હવે રાજ્યવટથી રાજ્ય કરે છે. પ્રજા પણ તેમનાથી ખુશ ખુશ છે. એમને એક સંતાન વિના કશી વાતની ઊણપ નથી. એઓ આજે પુણ્ય પર્વ હોવાથી ગંગાયમુનાના સંગમમાં સ્નાન કરવા પધાર્યાં છે. ઓહો, એ રાણીઓ સાથે ન્હાઈ કરી તંબુએ પધારે છે. હવે એઓ ફૂલના હાર તોરા કેસર ચંદન વગેરે ધારણ કરશે. તો પહોંચ્યું પરસાદી લેવા. વ્હેલો તે પ્હેલો.

[ રાજાના તંબુ ભણી જવા માંડે છે. ]

[ *પડદા પાછળ ] ગજબ થયો ! મહારાજના શેણગારની મણિ કારા મુંડાનો શકરો બાજ ઝોંટી ગયો ! એ હું હોનાના દાબડ્હાં મૂંચી લઈ જાતો 'તો ને મુએ માંહનું બટકું સે કરી ઝડપ મારી !

[ *માણ૦ સાંભળી ] ભૂંડું થયું ! એ તો મિત્રનો પ્રાણથી વ્હાલો સંગમનીય. એ બેઠા હતા ત્યાંથી ઊઠી અધૂરા શણગારે આ આવતા હશે, તે એના માટે જ. મળું એમને. [ જાય છે. ]

---

[ પરિજન સાથે રાજા અને માણવક પ્રવેશ કરે છે. ]

[ રાજા ] અરે

[ અનુષ્ટુભ. ]

ક્યાં છે એ મોત માગંતો સીચાણો ચોર ? જેહણે
સઉ મોર કરી ચોરી મંદિરે જ મહીપને ! ૧

[ કિરાતી ] પેણે મુંડામ્હાં હોનાની હેરે મણી લઈ ચકર ચકર આભમ્હાં ભમે સે ને રમચ્યાનાં કૂંડારાં કૂંડારાં કરે સે એ.

[ રાજા ] દીઠો, દીઠો.

[ ઉપજાતિ ]

સુવર્ણસૂત્રે મણિ ચાંચ માંહે
ગ્રહી, લઈ ચક્કર વેગમાં એ

ઊડંત, અંગારક શું અનેરું
દોરે ઈંડું વર્તુલ તેજકેરું. ૨

શું કરવું હવે? જવા દેવો કે દંડ દેવો?;

[ માણ૦ ] ચોરને દંડ દેવો. એ તો એ જ. એના ઉપર દયા કેવી?

[રાજા] ખરું કહ્યું. લાવો રે મારું ધનુષ.

[યવની] આ લાઈ, મહરાજ. [ ધનુષ લેવા દોડે છે. ]

[રાજા] મિત્ર, પક્ષી તો ગયો, દેખાતો નથી.

[માણ૦] આમ આમ દક્ષિણમાં દેખાય એ મડદાલ માંસનો ખાનાર શિક્ષાપાત્ર ગીધડો.

[રાજા દક્ષિણ તરફ ફરી ] હા, દીઠો હવે.

[ અનુષ્ટુભ. ]

કિરણે કરી મોટેરા મણિરૂપે દિશામુખે
અશોકગુચ્છનું છોગું ગીધ એ સુહવે શકે! ૩

[યવની પ્રવેશ કરી ] આ કામઠું, મહરાજ.

[**રાજા**] હવે શા કામનું ? એ કાચા માંસનો ખાનાર ક્યાં એ બાણની ચોટની બહાર નીકળી ગયો છે, જેથી કરીને

[ગાથા.]

રાજે રેણે અસિણો અંગળ કાળા ધન નિકટે જેવો,
મણિ એ ખગના મુખમાં ઓપે આથે અહા એવો. ૪

[ કંચુકીના સામું જોઈ ] આર્ય લાતવ્ય ! મારા નામથી કોટવાળને કહો, કે સાંજ પડતાં રહેઠાણના ઝાડ પર જઈને બેસે, ત્યાં એ ચોરટા પક્ષીને પગેરું કાઢી પકડે.

[**કંચુ૦**] જેવી મહારાજની આજ્ઞા. [ જાય છે. ]

[**માણ૦**] આપ હવે બિરાજો. એ જઈ જઈને મણિ ચોરી આપના શાસનમાંથી ક્યાં છટકી જવાનો છે ?

[રાજા બેસે છે, એટલે માણવક પણ બેસે છે. ]

[**રાજા**] મિત્ર !

[ ગાથા. ]

હું એ સંગમનીયે પામ્યો સંગમ પ્રિયાતણો કરીને;
તેણે કરીને મણિ એ મુજને પ્રિય છે, ન મણિ કરીને. ૫

એથી જ હું આટલો અધીરો બન્યો છું.

[માણ૦] મારું અજાણ્યું નથી. આપે મને એ મણિની હકીકત પૂર્વે કહી હતી.

[ એટલામાં મણિ અને તીર લેઈ કંચુકી પ્રવેશ કરે છે. ]

[કંચુ૦] જય જય, મહારાજ.

[ ઉપજાતિ. ]

એ વધ્ય આ બાણુમિષે જ આપે
લણ્યો છે પૃથ્વીપતિના પ્રતાપે
સજા ગુન્હાની ભરીપૂરી પામી
મુઓ પડી ભૂ પર રત્ન વામી. ૬

[ સર્વે વિસ્મય પામે છે. ]

[*કંચુ૦] આ મણિ. ગંગાજળે ધોયો છે એ.

[રાજા] એને ધૂપશુદ્ધ કરી, જા કિરાતી, દાબડામાં મૂકાવ.

[કિરાતી] આ જઈ મહરાજ. [ મણિ લેઈને જાય છે. ]

[રાજા] આર્ય લાતવ્ય ! જણાય છે એ બાણ કોનું છે તે ?

[કંચુ૦] નામના અક્ષરો તો છે, પણ મારી આંખે બેસતા નથી.

[રાજા] લાવો ત્યારે એ મારી પાસે. હું જોઉં.

[ કંચુકી તેમ કરે છે રાજા મનમાં વાંચે છે, તો પોતાને પુત્રવાન જુએ છે. ]

[કંચુ૦] હું રજા લેઉં છું, મારે કામે જવા. [ જાય છે. ]

[માણ૦] મિત્ર, તમે કંઈ વિચારમાં પડ્યા છો, એવું શું છે?

[*રાજા] સાંભળ મારનારનું નામ. [ વાંચે છે. ] 'ઉર્વશી-ઐલના આયુનું.'

[માણ૦ રાજી રાજી થતો ] અહોભાગ્ય, મહારાજ ! કુંવરે કુળ અજવાળ્યું.

[રાજા] મિત્ર ! કુંવરનો જન્મ જ કેવો ? દૈવી ઋતુદર્શન સિવાય હું ઉર્વશીથી અળગો થયો નથી ને મેં ગર્ભ જેવું પણ કંઈ જોયું નથી. માત્ર તે ઋતુદર્શનના સમયમાં

[ ગાથા. ]

સામળી પડી'તી કુચની દીંટડી; ને આંખડી જતી'તી ઢળી;
લવલીફળ થી મુખની પીળચટી બની'તી કાંતિ વળી. ૭

[માણુ૦] દૈવી સ્ત્રીઓમાં બધા એ માનુષી સ્ત્રીઓના ધરમ આપ જોવા માગો માં. એઓ તો દેવતાઈ શક્તિથી ઘણું ઘણું છાનું રાખી શકે.

[*રાજા] તું કહે છે તે ખરું. પણ પુત્રનો જન્મ એને શા માટે છાનો રાખવો પડે ?

[માણુ૦] દેવતાઓનાં ઢાંક્યાં માણસે શે ઉઘાડ્યાં જાય ?

[કંચુ૦ પ્રવેશ કરી] જય જય, મહારાજ. મહર્ષિ ચ્યવનના આશ્રમથી કુમારને લેઈ તાપસી આવેલ છે, તે મહારાજને મળવા ઇચ્છે છે.

[રાજા] બેઉને વગરવિલંબે અંદર તેડી લાવો.

[કંચુ૦] આજ્ઞા, મહારાજ. [ જઈ, જેના હાથમાં ધનુષ છે એવા કુમારને અને તાપસીને લેઈ પાછો પ્રવેશ કરતાં ] પધારો, માજી. [આગળ વધે છે.]

[*માણુ૦ નજર માંડી] કહો ન કહો, પણ પેલા બાજને વીંધી નાંખનાર અર્ધનારાચ ઉપર જેનું નામ છે, તે પ્રતાપી રાજકુમાર આ હોવો જોઇયે. એ આપને બહુ મળતો આવે છે.

[રાજા] એમ હોય. એને

[ વસંતતિલકા.]

જોતાં ઠરે હૃદય; લોચનિયાં ભીંજાયે;
વાત્સલ્ય ભાવ ઉરમાં વળી ઊભરાયે;
ને ધૈર્ય ખોઈ બચડી ભુજયુગ્મ માંહે
આલિંગવા જ મુજ ચંચળ અંગ ચ્હાયે. ૮

[કંચુ૦ કુમાર અને તાપસીને] આમ ઊભો.

[કુમાર ને તાપસી બતાવ્યા પ્રમાણે ઊભે છે.]

[રાજા] **नमो नमः**, ભગવતી !

[***તાપસી**] મહારાજ ! તમારી વંશવાડી વધો ! [ સ્વગત ] અહો ! આ આયુનો ઔરસ સંબંધ તો રાજર્ષિ જાણી ગયા જણાય છે ! કહેવું એ નથી પડ્યું ! [ પ્રગટ ] બેટા, આ તારા પિતાજીને હાથ જોડી પગે લાગ.

[ આયુ બાણુ સાથે પ્રણામ કરે છે.]

[રાજા] વત્સ ! **चिरं जीव** ।

[**આયુ** સ્વગત] અહો !

[ ગાથા. ]

એક પિતા ને સુત હું લહતાં ઊભરાય ભાવ જો આવો,
તો અંકે ઊછર્યાનો નેહ વડીલ શું હશે કેવો ? ૯

[રાજા] ભગવતી ! કેમ પધારવું થયું ?

[તાપસી] સાંભળો, મહારાજ. આ ચિરંજીવી આયુ જેવો જન્મ્યો, તેવો કોઇ કારણ સર ઉર્વશીએ મને સોંપ્યો હતો. એના ક્ષત્રિય કુમારને યોગ્ય જાતકર્મ આદિ સૌ સંસ્કાર ચ્યવન ભગવાને કર્યા છે. એ વિદ્યા ભણી ઊતર્યો છે, ને ધનુર્વેદ પણ શીખ્યો છે.

[રાજા] મોટી ઓથ મળી ને કૃતાર્થ થયો !

[તાપસી] એ આજે ઋષિના બાળકો સાથે ફૂલ અને સમિધ લેવા ગયો હતો. ત્યાં એનું આશ્રમ વિરુદ્ધ આચરણ જોવામાં આવ્યું.

[માણ૦] એણે એવું શું કર્યું તે ?

[તાપસી] કહે છે કે માંસનો લોચો લેઈ એક ગીધ ઝાડની ટોચે બેસતું હતું, તેને એણે તીર માર્યું !

[માણ૦ રાજાને આંખનો અણસારો કરે છે.]

[રાજા] પછી ?

[*તાપસી] એ વાતની ખબર પડતાં ચ્યવન ભગવાને મને આજ્ઞા કરી, કે આપી આવજો આ જેણે સોંપ્યો હોય તેને. આથી હું ઉર્વશીને મળવા આવી છું.

[રાજા] ત્યારે ભગવતી આસને બેસો;

[તાપસી] વારું, આ બેઠી. [પરિજનને આણીને મૂકેલા આસને બેસે છે.]

[રાજા] અને, આર્ય લાતવ્ય, તમે ઉર્વશીને બોલાવી લાવો.

[કંચુ૦] આજ્ઞા, મહારાજ. [જાય છે.]

[રાજા] આવ, વત્સ!

[ગાથા.]

રોમે રોમ મનોરમ રમી રહી જે ભીંજવે રસે તનને,
તે સ્પર્શે રસ અઢવી હાર શશી જેમ શશિમણિને. ૧૦

[તાપસી] વડીલના કોડ પૂરો, બાપ.

[આયુ રાજા પાસે જાય છે.]

[રાજા કુમારને બેઠી પાટલી પર બેસાડી] વત્સ! બ્હીશ નહિ, આ તારા પિતાના પ્રિયમિત્ર છે, એ માણવક મહારાજને નમસ્કાર કર.

[માણુ૦] બ્હીશે કેમ? આશ્રમમાં માંકડાં કંઇ નહિ જોયાં હોય?

[આયુ ઓઠમાં હસતો] તાત! નમસ્કાર.

[માણુ૦] यज्ज कल्याणमस्तु ।

[ એવે કંચુ૦ અને ઉર્વશી પ્રવેશ કરે છે. ]

[ કંચુ૦ ] પધારિયે, દેવી.

[ ઉર્વ૦ કુમારને જોઈ ] સિંહાસન પાસે પાટલી ઉપર આ કોણ બેઠું હશે ? એના હાથમાં ધનુષ છે ને માથે કાકપક્ષ છે, જે મહારાજ સ્વહસ્તે ઠીક કરે છે. અરે આ તો મારો લાડકો આયુ. જોડે સત્યવતી છે તે જ કહી આપે છે એ. મોટો થયો !

[ રાજા ઉર્વ૦ને આવતી જોઈ ] વત્સ !

[ અનુષ્ટુભ. ]

આ આવે જનની નેન ભરી નિરખતી તને,
છેડો જેનો ભીંજ્યો છૂટ્યે પાન્હો પયનણો સ્તને. ૧૧

( તાપસી ] આયુ, તારી માતાને વિનય કર.

[ આયુ વીનયભેર ઉર્વ૦ના સામો જાય છે. ]

[ ઉર્વ૦ ] નમસ્કાર ભગવતીને.

[ તાપસી ] વત્સા, ધણીની માનીતી હજે.

[ આયુ ] માડી, નમસ્કાર કરું છું.

[ ઉર્વ૦ આયુનું મુખ ઊચું કરી તેને છાતી સરસો ચાંપી ] વત્સ, પિતાનું હૃદય ઠારનાર હજો. [ રાજા પાસે જતી ] જય જય, મહારાજ.

[ રાજા ] પધારિયે પુત્રવતી ! અહીં બિરાજિયે.

[ઉર્વ૦] બિરાજો ભગવતી.

[ સર્વે ઘટે તેમ બેસે છે. ]

[*તાપસી] વત્સા ! આ કુમાર આયુ. એ વિદ્યા ભણી રહ્યો છે ને કવચ ટોપ પહેરતો થયો છે. તેં મને થાપણ સોંપી હતી, તે હું તને બન્ના સમક્ષ પાછી સમર્પું છું. હવે હું જાઉં, તું મને રજા આપે તો. આશ્રમધર્મમાં અંતરાય થાય છે.

[*ઉર્વ૦] અહા ઘણે ઘણે વર્ષે મળ્યાં છો, તેથી ભગવતીની ઝાંખીથી મન ધરાતું નથી. પણ તપમાં અંતરાય થાય તે ઠીક નહિ. માટે સિધાવિયે ભગવતી. વળી કોઇ વાર દર્શન દેશો.

[રાજા] ભગવતી ચ્યવન ભગવાનને મારા નમસ્કાર નિવેદન કરશો.

[ **તાપસી** ] બહુ સારું.

[ **આયુ** ] માજી સત્યવતી! તમે પાછાં જાઓ છો, તો મને આશ્રમમાં લેતાં જાઓ ને.

[ **રાજા** ] વત્સ! તું પ્રથમ આશ્રમ સેવી ચૂક્યો. હવે બીજો સેવવાનો સમય છે.

[ **તાપસી** ] બેટા, જો, પિતાજી શું કહે છે?

[ **આયુ** ] વારું ત્યારે

[ગાથા.]

પસવારી પસવારી ચેન પમાડી હું ઉછેરતો જેને,
તે મણિકંઠ કળાધર મોકલજો માજી મુજ કને. ૧૨

[ **તાપસી** ] ઠીક, વત્સ, એમ કરીશ, હો. સઉ સુખી રહો!
[જાય છે.]

[ **રાજા** ] કલ્યાણશાળી સુંદરી! પુત્રવંતમાં આજ હું પોતાને પરમ ધન્ય માનું છું, કેમકે

[અનુષ્ટુભ.]

આ તારા તનયે મારું પનોતું ઘરસૂત્ર છે,
જેવું શચીતણા પુત્ર જયંતે ઈંદ્રનું પ્રિયે! ૧૩

[ કંઈ યાદ આવ્યાથી ઉર્વશીની આંખોમાંથી આંસુ પડે છે. ]

[ માણ૦ ] અરે કેમ દેવીનાં નેત્રમાંથી ડળક ડળક આંસુ પડે છે ?

[ રાજા અધીરાઈથી ]

[ વસંતતિલકા. ]

આ વંશવૃદ્ધિકર સત્કુલતંતુ પામી
આનંદમાં હું રમું આંતર શલ્ય વામી,
ત્યાં પુષ્ટ કુચ્ચ કુચ ઉપર એકધારે,
કાં અશ્રુ મોતીસરરૂપ, રસીલી, સારે ? ૧૪

[ આંસુ લુહે છે. ]

[*ઉર્વ૦] કહું છું, મહારાજ. મહેંદ્રનું નામ તમે લીધું, તે સાંભળી મને મારી અવધ યાદ આવી. એ હું ચિરંજીવીને જોઈ હરખમાં ભુલી ગઈ હતી.

[ રાજા] અવધ કેવી ?

[ઉર્વ૦] મહારાજમાં મારું ચિત્ત ચોટેલું જાણી પૂર્વે મહેંદ્ર ભગવાને મને ફરમાવ્યું હતું,

[ રાજા ] શું વારું ?

[*ઉર્વ૦] કે ‘ રાજર્ષિ મારા રણસહાય છે. એમની સાથે, જા, તું રહે. તારાથી વંશ રાખનાર પુત્ર જનમેલો એ જુએ, ત્યારે અમારી હજૂરમાં પાછી આવજે’. આમ હોવાથી મહારાજના વિયોગના ભયે આ જનમ્યો તેવો જ, ભણી-ગણી હોશિયાર થવા, ચ્યવન ભગવાનના આશ્રમમાં ભગવતી સત્યવતીના હાથમાં છાનામાનાં મેં સોંપ્યો હતો. એ ભણી ઊતરી પિતાનું હૃદય ઠારે એવો થયેલો હોતાં ભગવતી આજે પાછો સોંપી ગયાં. એટલે હવે આ ઘડીથી મહા-રાજના સમાગમનું સુખ પરવાર્યું.

[ સર્વે શોકાતુર થાય છે. ]

[ રાજા નીશ્વાસો નાંખી ] અહો સુખનું શત્રુ દૈવ કેવું ચડસીલું છે !

[ વસંતતિલકા. ]

સંતાનના સુખનું ભાન અનુભવ્યું મેં,
તેવું જ દુર્વિરહ દુઃખ લહ્યું નવું મે !

ગ્રીષ્માંત શાંતિ ઘન નૂતનથી વળી ને
વૃક્ષે પડી કડકડી કૂડી વીજળી એ! ૧૫

[ *આયુ૦ ] આ તો અમૃતમાં ઝેર ભળ્યું!

[ *ઉર્વ૦ ] મહારાજના મનમાં એમ આવશે કે 'પુત્ર ભણી-ગણી પાર ઊતર્યો એટલે આનો સ્વાર્થ સરી રહ્યાથી, થયું, એ સ્વર્ગને રસ્તે પડે છે!' હું કેવી કમભાગ્ય!

[ રાજા ] પ્રિયે! એવું મનમાં આવે જ નહિ. તને પ્રભુની આજ્ઞા છે, તે તું બેલાશક પાળ.

[ માલિની. ]

પરવશ પડયું પાનું ત્રેહનું એ જ બાનું.
તહીં અનુભવવાનું ભાવતું સુખ શાનું?
હું પણ વન મહાને, જ્યાં મૃગો મોજ માણે,
જઉં છું અરપી આને રાજ્ય સૌ આ જ ટાણે. ૧૬

[ આયુ ] પિતાજી! ધોરીની સરીએ અણુપલોટયું આખલિયું જોડવું ન ઘટે.

[ *રાજા ] જો, વત્સ,

[ હરિણી. ]

ગજ અવરને ગાંજે ન્હાનો ય ગંધગજેંદ્ર જે;
લહરિ વિષની લાગી અગ્યે અહીંદ્ર અનુ હરે;
ધરણિધર તે બાળેરા એ ધરાની ધુરા ધરે.
સહજ નિજના તેજે જે તે સરે, ન વયે વળે. ૧૭

[કંચુકી સામું જોઈ] આર્ય લાતવ્ય ! મારા નામથી અમાત્ય-મંડળને કહો, કે કુમાર આયુના રાજ્યાભિષેકનું સાહિત્ય સજ્જ કરે.

[કંચુ૦] આજ્ઞા, મહારાજ. [ દુઃખિત હૃદયે જાય છે. ]

[એવે એકાએક પ્રકાશથી સૌ અંજાય છે. ]

[રાજા ચમકી આકાશ તરફ જોતો ] આ શું ? વગરવાદળે વીજળી !

[ઉર્વ૦ ઊંચું જોઈ ] અહો ! ભગવાન નારદ.

[રાજા] અરે ! નારદ ભગવાન પધારે છે !

[વસંતતિલકા.]

ગોરોચના સરખી પીળચટી જટાએ,
યજ્ઞોપવીતની શશિકર શી છટાએ,

શાખાથી કાંચનની મોતીની મંજરીએ
દીપંત કલ્પતરુ જંગમ શા દીસે એ. ૧૮

લાવો લાવો એમને માટે અર્ધ્ય.

[ઉર્વ૦] આ મુનીરાજને માટે અર્ધ્ય.

[ એવે નારદ પ્રવેશ કરે છે. ]

[નારદ] જય જય, મધ્યમલોકના રાજેંદ્ર !

[રાજા ઉર્વ૦ના હાથમાંથી સામગ્રી લેઈ નારદના હાથમાં અર્ધ્ય આપી ] **નમો નમઃ**, મુનિરાજ !

[ઉર્વ૦] ભગવાન ! અભિવંદન કરું છું.

[નારદ] જુગલજોડ અખંડ રહો.

[રાજા સ્વગત ] પ્રભુ કરે ને એમ જ થાય ! [ પ્રગટ આયુ સામું જોઈ ] વત્સ ! મુનિરાજને વંદન કર.

[*આયુ] ભગવાન મુનિરાજ ! પુરુરવાના અને ઉર્વશીના પુત્ર આયુના નમસ્કાર.

[નારદ] વત્સ ! **આયુષ્માન્ ભવ** ।

[રાજા] આસને બિરાજિયે, મુનિરાજ !

[ નારદ આણેલા આસને બેસે છે, એટલે સૌ પોતપોતાના ઠામે બેસે છે. )

[ **નારદ** ] રાજન્! સાંભળિયે. મહેંદ્રનો સંદેશ છે,

[ **રાજા** ] એકાગ્ર છું. ફરમાવિયે.

[ **નારદ** ] કે 'ત્રિકાળદર્શી મુનિવરે ભવિષ્ય ભાખી મૂક્યું છે, તે પ્રમાણે સુરોને અસુરો સાથે ભારે યુદ્ધ થનાર છે; અને તમે અમારા નિત્યના રણુસહાય છો. માટે જોજો મિત્ર શસ્ત્રનો ત્યાગ કરતા. ઉર્વશી, જાઓ, જીવન પર્યંત રાજર્ષિની સહધર્મચારિણી થઈને રહેશે.'

[ **ઉર્વ० બીજી તમ મ્હોંથી** ] હાશ ! હૃદયમાંથી જાણે શલ્ય જ નીકળી ગયું..

[ **રાજા** ] પરમ કૃપા. એણે હું દેવાધિદેવનો વેચાણ બનું છું.

[ **નારદ** ] રાજન્! એ તો

[ અનુષ્ટુભ. ]

તમે ઇંદ્રતણું રૂડું કરો ને તમ તે કરે;
અગ્નિની સૂર્ય ને અગ્નિ સૂર્યની જ્યોતી વિસ્તરે. ૧૯

[ આકાશ ભણી દૃષ્ટિ કરી ] લાવો, અપ્સરાઓ, મહેંદ્રે પોતે મોકલેલી કુમાર આયુના યૌવરાજ્યાભિષેકની સામગ્રી.

[ અપ્સરાઓ સામગ્રી સાથે ઊતરે છે. ]

[ અપ્સ૦ ] મુનિરાજ ! આ અભિષેકની સામગ્રી.

[ નારદ ] રંભા ! આયુષ્માનને ભદ્રાસને બેસાર.

[ રંભા ] આવ, વત્સ ! [ બેસારે છે. ]

[ નારદ આયુના મસ્તકે મંત્ર સાથે કળસ નામી ] થયું. હવે જે આચાર કરવો રહ્યો, તે તું કરાવ.

[ રંભા ] વત્સ ! ભગવાન મુનિરાજને અને માતાપિતાને જઈ પગે લાગ.

[ આયુ તેમ કરે છે.]

[ નારદ ] कल्याणमस्तु ।

[ રાજા ] કુળ અજવાળજે.

[ ઉર્વં૦ ] પિતાનું હૃદય ઠારજે.

[ પડદા પાછળ પહેલો વૈતાલિક ] યુવરાજનો જય !

[ માલિની. ]

અજ સમ જયમ અત્રિ, ચંદ્ર દેવર્ષિ તોલે,
બુધ શશી સરખા ને સૌમ્ય શા દેવ બોલે,



વૈતાલિકઃ—યુવરાજનો જય.

The 'Lakshmi Art.'—Bombay.

ત્યમ ગુણ ગરવાએ તાત શા થાપ્યો પોતે!
તમ નરૂતમ વંશે આશિષો સર્વ સોતે. ૨૦

[પડદા પાછળ બીજો વૈતાલિક] જય જય!

[માલિની.]

જનક તમ વિરાજે ઉચ્ચમાં ઉચ્ચ રાજ્યે,
-સ્થિતિયુત- સુત ધૈર્યે છો તમે યૌવરાજ્યે;
અધિકતર વિધિ એ રાજલક્ષ્મી ઉજાસે,
જ્યમ હિમગિરિ અબ્ધિ સેવી ગંગા પ્રકાશે. ૨૧

[*રંભા ઉર્વ૦ પાસે જઈ] અહોભાગ્ય, સખી, અમે બહુ આનંદ પામ્યાં, કે બન્નેનો સંયોગ રહ્યો ને કુમારનો યૌવરાજ્યે અભિષેક થયો.

[*ઉર્વ૦] મને આનંદ તે તમને આનંદ, આપણે ક્યાં જુદાં છિયે? [આયુનો હાથ ઝાલી] વત્સ! ચાલ મોટાં બાસાહેબને પગે લાગવા.

[ આયુ જવા ઊભો થાય છે. ]

**રાજા** ] રહે, વત્સ, આપણે સાથે જ એમની પાસે જઈયે છિયે.

[ **નારદ** ] અહાહા !

[ અનુષ્ટુભ. ]

યુવરાજ પદે પેખી અભિષેક કુમારનો
સ્મરું સેનાપતિપદે અભિષેક કુમારનો ! ૨૨

[ **રાજા** ] મહેંદ્ર પ્રભુનો વળી હું આભારી છું.

[ **નારદ** ] રાજન્ ! મહેંદ્ર તારું શું અધિક પ્રિય કરે ?

[ ***રાજા** ] દેવાધિદેવ તુષ્ટમાન છે, તો

[ અનુષ્ટુભ. ]

સામી પ્રીતથી એકત્ર જે બેનો જોગ દોહ્યલો,
તે શ્રી ને શારદા સેવી રૂડું રૂડાતણું કરો ! ૨૩

[ સર્વે જાય છે. ]

---

# પૂરવણી.



## ક્ષેપક ભાગ સાથે અંક ૪.

### વિષ્કંભક.

[૧. પડદા પાછળ ધ્રુવા.]

[ગાથા.]

સરવરકેરા પટમાં રવિનાં કિરણે રહ્યાં કમળ ખીલી;
હંસી સહી શું તટમાં તહીં ઉર વિરહે ઝૂરે બ્હીલી. ૧

[ એવે ચિત્રલેખા ને સહજન્યા પ્રવેશ કરે છે. ]

**[સહ૦]** સખી! હું જોઉં છું, કે તારા જીવને ચેન નથી. કેમકે તારૂં મ્હોં બ્હીલાયું છે; ને કરમાયલા કમળ જેવું દેખાય છે. એ તારા સંતાપનું કારણ તું મને કહે, બ્હેન, જેથી હું તારા દુઃખની ભાગિયણ થાઉં.

**[*ચિત્ર૦]** કંઈ નહિ, બ્હેન, એ તો અપ્સરાઓની વારી પ્રમાણે સૂર્ય ભગવાનની સેવા ભરવા દરમ્યાન મને ઉર્વશી સાંભરી આવી;

[સહ૦] તમારાં સહીપણાં જાણું છું.

[ચિત્ર૦] ને મારા મનમાં એમ થયું, કે જોઉં વારૂ, આજકાલ શા સમાચાર છે ? પછી મેં ધ્યાન ધરીને જોયું, તો મહાન અનર્થ દીઠો.

[સહ૦] હૈ ! શો તે ?

[*ચિત્ર૦] અમાત્યોને રાજકાજ સોંપી વિલાસને ઇચ્છતા રાજર્ષિને લેઈ ઉર્વશી ગંધમાદન વને સિધાવી હતી.

[સહ૦] એવી ભૂમિમાં વિહાર, તે તે વિહાર.

[ચિત્ર૦] ત્યાં મંદાકિનીના કોરા રેતાળ પટમાં ઉદયવતી નામે વિદ્યાધરકુમારિકા ખેલતી હતી, તે રાજર્ષિ જોવા રહ્યા; એટલે ઉર્વશી રીસાઈ.

[સહ૦] એમ જ હોય. 'વ્હાલયેલું વચકાય એવું.'

[*ચિત્ર૦] તેને મનાવવા મહારાજે ઘણાં ઘણાં વાનાં કર્યાં, પણ તેણે કંઈ કાને જ ન ધર્યું; ને રોષમાં ને રોષમાં, આપણે તજવા જોગ જે કુમારવન, તેમાં ઝપ લેઈને પેઠી. તેની

સીમમાં જેવો પગ મૂક્યો, તેવી જ તે બાપડીને વેલ બની ગઈ!

[સહ૦] દૈવ સારાને કે નરસાને એકેને મૂકતું નથી. 'હરિ હરિ' એ નેહ ને આ છેહ! વારુ, બિચારા રાજર્ષિના શા હાલ છે?

[*ચિત્ર૦] વનમાં એ વ્હાલીને સારુ દિવસ શોધ શોધ કરે છે. તાકડે વાદળાં ચડી આવ્યાં છે, એટલે એ બિચારાના કેવા એ હાલ થશે! સુખિયા સંજોગી જીવને પણ મેઘ વ્યાકુળ કરે છે.

[૨. પડદા પાછળ જંભલિકા.]

[અવલંબક.]

નેહે નમણી બેલડી હંસણીની અલબેલડી
સખીના દુઃખે રાંકડી ખરે ઝૂરે ભરી આંખડી. ૨

[*સહ૦] સખી! એવા ભવ્ય પુરુષો પીડાયા કરવાને નિર્મ્યા નથી. માટે જરૂર તેમના ફરી મેળાપનો કોઈ જોગ વિધાતાએ ઘડી રાખ્યો હશે. [પૂર્વ બાજુ પ્રકાશથી નજર

જણાતાં ] ચાલ, ચાલ, બહેન, સૂર્ય ભગવાનની સેવામાં હાજર થઈએ. એ આવ્યા, હો.

[૩. પડદા પાછળ ખંડધારા.]

[ખંડિતા.]

અમળ કમળમય સરવરિયે ડૂબેલી દુઃખના દરિયે
પ્યાસી સખીના દરસનની હંસી ભમે વિહ્વળ મનની. ૩

[બંને જાય છે.]

---

[૪. પડદા પાછળ ધ્રુવા.]

[ગાથા.]

નવ પલ્લવ ને ફૂલના ગુચ્છાનાં કોમળાં સુંદર ચીરે
વ્હાલીના વિજોગે ગજપતિ પેઠો વને વિચરે. ૪

[ઉન્મત્ત દશામાં રાજા પ્રવેશ કરે છે.]

[રાજા] અરે ઓ દુષ્ટ રાક્ષસ ! ઊભો રહે. મારી વ્હાલીને લઈ ક્યાં જાય છે ? તું પર્વતના શિખર ઉપરથી ગગને ચડી ધનુષ ખેંચી મારા ઉપર બાણનો વરસાદ વરસાવે છે !

[૫. પડદા પાછળ.]

[અવલંબક.]

વિરહે કંઠનું કૂજાં કરે, નીર નયન ગરગર ગરે;
પાંખ તડપની ફરફડે; વિહગ વિહંગમ તરફડે. ૫

[રાજા ફેરા ફરીને અટકતાં] અરે રે ! હું તો ભૂલ્યો.

[હરિણી.]

નવલ ધન આ ગાજે, ન્હોયે નિશાચર પાપ એ;
સુરધનુ આ ખેંચેલું છે, નથી રિપુચાપ એ;
જળની વરસે ધારા આ તો, ન બાણની પંક્તિ એ;
વીજ કનકની રેખા શી આ, ન નેત્રનંતની એ. ૬

[૬. પડદા પાછળ.]

[ચંપા.]

મેં જાણ્યું, કોઈ દાનવ ઉર્વશીને લઈ જાય;
આ તો વીજ શું વાદળ દોડે છે નભ માંહ્ય. ૭

[રાજા વિચારમાં પડી જઈ] ત્યારે ક્યાં ગઈ હશે એ ?

[રાજા] *શા માટે ત્યારે આ વર્ષાકાળને જ દેશવટો ના દેવો ? દુઃખનો વધારો ખમી રહેવાનું કારણ નથી. એ ખરું, પણ દેશવટો તો નહિ દઉં. આ બધાં વર્ષાનો સાજ છે, તો મારો રાજવૈભવ બન્યો રહ્યું છે. શા રીતે ? તો કે

[ મંદાક્રાંતા. ]

*રાજે વીજે ગગન ગરવું ચંદવો હેમનો આ.
ઢાળે ઊભાં નિચુલતરુઓ મંજરી ચામરો આ.
ગાયે સુરે મધુર મધુરે મોર બંદિજનો આ.
ધારા મોતીસર સમરપે અબ્દ સોહાગશે આ. ૧૧

[૮. પડદા પાછળ બંદીશ.]

[સુમંગલા.]

મધુમત્ત માતા મધુપ મધુર ગાતાં,
કોકિલ મંજુલ મુરલી વગી વાતાં;
કલ્પતરુવર રંગે ઉર રાચ્યાં,
રહેક્યાં પલ્લવ નવલું રચું નાચ્યાં. ૧૨

[રાજા] પણ એ વૈભવની ભુંગળ વગાડવે વળ્યું શું ? ગુમ થયેલી ગોરીનેજ શોધું ને. એ આ વનમાં પેઠી હતી. [બે ડગલાં ભરી] હહા ! મનથી કરેલા ઠરાવમાં જાણે કંઈ ઉશ્કેરણી બાકી હોય, તેમ

[ ગાથા. ]

જળકણુભીના અરુણ્યા કળીના દોડલા સ્મરાવે આ
આંસુએ ઝબરાતાં રોષે રાતાં નયન એનાં ! ૧૩

[ન. પડદા પાછળ કિન્નર.]

[તોટક.]

તજી વ્હાલી ગઈ દુઃખ તેનું વળી
તડપે વિરહી ગતિભંગ થઈ;
નિરખી વનનાં તરુ ફૂલી રહ્યાં,
ગજ હા ! લથડે ડગલે ડગલે. ૧૪

[રાજા] હવે મારે શા રીતે જાણવું, કે અમુક માર્ગે જ વ્હાલી ગઈ હશે ? હાં હાં,

[ વસંતતિલક. ]

આ ઋષિએ રચી પગથી વનભૂમિમાં જ્યાં
એ અંગના ગઈ હશે ડગલાં દઈ, ત્યાં

પીડા નિતંબથી પૂંઠે ઢળતાં ઢળેલાં
રાતાં હરી જ અળતે પગલાં પડેલાં[1]. ૧૫

[ આગળ જતાં નજર નાંખી હર્ષ સાથે ] આહા ! એ આકળીએ લીધેલા માર્ગનો પત્તો લાગ્યો. આ દેખાય એનું એંધાણ.

[ વંશસ્થવિલ. ]

રીસે ભરી સુંદરી વેગમાં જતાં
પડ્યો પછેડો શુક તુલ્ય નીલ આ;
જહીં હર્ષ ઓઠની લાલી આંસુડાં
રઆથી રેલા પડિયા રતૂમડા. ૧૬

[*ધારીને જોતાં] અરે રે ! એ તો રાતી ગોકળગાયવાળો લીલીછમ હરિયાળીથી છવાયેલો જમીનનો ટુકડો છે ! હરિ હરિ ! આ ઉજ્જડ વનમાં વ્હાલાની ભાળ મેળવવી પણ ક્યાંથી ? [ થોડેક છેટે મોરને જોઈ ] અહા ! પણે પથરાના સપાટ પટમાં કળા કરી મોર ઊભો છે. એ ચોગાનના ટગડૂળની જ

૧. ઉત્તરાર્ધના ભારે વર્ણોથી અંગનો ભાર અને કોમળ વર્ણોથી વનભૂમિનું નરમપણું સાથે સાથે સૂચવ્યું છે.

[૧૧. પડદા પાછળ ચર્ચરી.]

[વિપ્રુ ૧૬.]

મધુરા મોરલિયા રે તુજને પૂછું વિનય કરી:
વનખંડે રખડે મુજ વ્હાલી, તે તેં જોઈ ખરી ?
ચાલે હંસની ચાલે વન અજવાળતી મુખશશીએ
એ ઓળખથી અપટ ઓળખીશ તું મુજ ઉરવસી એ. ૨૦

[રાજા] વાહવા રે ! આ તો ઉત્તર આપવાનું મૂકી નાચવા મંડી ગયો ! શાથી એ આટલો બધો હરખાતો હશે ? [વિચાર કરી] ઠીક, ઠીક. સમજ્યો.

[ માલિની. ]

*મયુરિયું મકલાયે ગુમ ગોરી થયાથી
મયૂરી બરી કળાની હોડનું ના રહ્યાથી.
પણ શું કરત એ, જો હોત ફૂલે ફૂલેલી
યુવતિની રતિરંગે વેણી ઢીલી પડેલી[1]? ૨૧

૧. શુદ્ધ હર્ષ 'મકલા' ક્રિયાપદથી, તિરસ્કાર લઘુતાવાચક પ્રત્યયથી અને તુચ્છતા નાન્યતર જાતિથી દર્શાવેલ છે.

બસ, એ પરદુઃખે સુખિયાનું મ્હો ન જોવું. [આડું જુએ છે.]

[૧૨. પડદા પાછળ પુરુષ.]

[અનિલ.]

ગગને શિખર ચ્હડે એવા ઘન
વિદ્યાધર-વનમાં વર વારણ
ચોધારે જળ ઝરતો લોચન
જૂઓ ભમે શૂન્યમન રનવન. ૨૨

[રાજા] અહો! કોયલ. વર્ષા એમનાં કેવા એ મદ ભરી જાંબુડાના ડાળે કુહૂ કુહૂ કરે છે! પંખીઓમાં ચતુર છે એ. માટે એને વીનવું. અહો મીઠી બોલી બોલનારી!

[વસંતતિલકા]

પ્રેમી જનોતણી તું પ્રેમની દૂતિ દાસી.
તું માનમોડણ અમોઘ જ અસ્ત્ર, માડી!
તો તે શું બેઠું જોડે મેળાવ વ્હેલી વ્હાલા,
કે તેડી લાવ તનખેવ તું તે હીરા. ૨૩

અધર જ્યમ મદાંધા કો પીએ, તેમ હાવાં
મર્યો પડ્યો મધુરું એ રાયજાંનું જ પીતા. ૨૬

"ભલે, એમ છે, તોયે એની બોલી મારી વ્હાલીના જેવી મીઠી છે, તેથી એને મારા કોપનો સ્વાદ ચખાડતો ચડતો નથી. જોઉં આ ઝાડીમાં. [તેમ જાય છે.]

[રી. ૪. પડદા પાછળ.]

[પદ, રાગ કનૂમ, આદિતાળ]

વદનકમળ વિરહે કરમાયે,
આંખડી આંસુજળે ઊભરાયે,
તન તાપે અણમાપ તવાયે,
આધિ અગાધે હૈયું ઓગાયે.
વગડે એવો રડવડતો લાગી દીઠે સાથડતો ૨૭

[રાજા કંઈક આનંદ વધી મન માંડી] ઓહો! જ્યાણી કેરે ઝાંઝરનો ઝણકો સંભળાય છે! વ્હાલીનાં જ પગલાંની એ વધામણી હોવી જોઈએ, જઈ પહોચું ત્યાં. [જાય છે.]

[૧૫. પડદા પાછળ.]

[ખંડિતા.]

વ્હાલી વિરહે રડાવતો, શોકાનળે સબળ જગતો,
નયને અશ્રુજળ ગળતો, વિચરે વારણ લડથડતો. ૨૮

[રાજા આમ તેમ જોઈ.] અરે અરે !

[ અનુષ્ટુભ. ]

ઘનઘોર દિશા દેખી જતા માન સરોવરે
અધીરા રાજહંસોના સ્વર, સાંભરનો ન એ. ૨૯

*હશે. એ જળાશયમાંથી ઊડી જાય. તે પહેલાં એમની પાસેથી પ્રિયાની ભાળ મેળવી લેઉં. [પાસે જઈ મુખ્ય હંસ પ્રતિ] અહો જળચર પક્ષીઓના રાજા !

[વસંતતિલકા.]

ઊભો રહે પલક, પંથ પછી તું સાજે;
બાંધું મુખેથી મૂક, એ બિસ મૂક લેજે.
દે ભાળ વ્હાલીની વ્યથા હરી લે હૃદેરી.
છે સ્વાર્થથી અધિક આરત આનંદેરી. ૩૦

એ બોલતો નથી, પણ ઊંચું મ્હો કરી જુએ છે; તેથી શું એમ કહેવા માગે છે, કે માનસરોવર જવાના સ્વવાટમાં મારા જોવામાં આવી નથી? ઠીક જ તો. પણ અહ્યા! આ સરોવરના

[ માલભારિણી. ]

તટના પટમાં અટની બે એ
દયિતા ડિમ્ભ ન દીઠી હંસ! હોયે.
મદથી મલપતી તો તું તેની
હરી લાવ્યો ગતિ ક્યાંથી? ચોર! કહે ની. ૩૧

[૧૯. પડદા પાછળ ચર્ચરી.]

[હકુઆ.]

શાનું શાનું શોધ્યું રહે ખગ!
ચાલ જ તુજ કહી આપે છે, ઠગ,
જોયલી છે તેં સઘન જઘનની;
નહિ તો ક્યાંથી જ ગતિ મનહરણી? ૩૨

[રાજા બે ડગલાં પાસે જઈ] મારે

[ અનુષ્ટુભ. ]

દઈ દે દવિના મારી; ચોરી છે ચારુ ચાલ તેં.
જણાતાં માલ, મુદ્દો એ આરોપી આપવો પડે. ૩૩

[મોટેથી હસતો] હાહાહા !

બાગ્યો બાગ્યો ચોરને દંડનાર
રાજા જાણી બાવરો બાબટો એ[1] !

[બીજો જાય છે.]

[૧૩. પડદા પાછળ.]

[ખંડિતા.]

[દ્રુતવિલંબ.] ગુંજે ભ્રમર રવ મધુરાં
[ચામરપદી.] તરુવર મોરી ફોરી રહ્યાં,
[ચર્ચરી.] વન એવે વારણ વિચરે
બેઠો વ્હાલીના વિરહે. ૩૪

[રાજા આવજ વધી] કોણ આ સન્નેડે રહેનાર ? ચકવાક ? પૂછું એને.

1, આ જ રીતે મહેરંબી છંદનો જ મારબુમાં મોકળાય છે.

થાવ, ત્યારે, આ કમળમાં બેઠેલા મધુપને પણ અરજ કરી લેઉં, જેથી અહીંથી ગયા પછી મનમાં વસવસો ન થાય.

[માલિની.]

મધુપ! મધુરનેની ક્યાં ગઈ એ? કહે ની.
નથી થઈ અથવા તો તુજને ઝાંખી એની.
મુખની સુમુખીના જો હોય તેં વાસ સેવી,
તવ થવી લવલેશી પંકજે પ્રીતિ કેવી? ૪૧

[૨૦. પડદા પાછળ.]

[લીલા.]

મધુકર! મુજને રહે, રહે, જુવતી તે તેં જોઈ,
જેના મુખની મ્હેકે મધુકરી મૂકી તું મોહી? ૪૨

[રાજા] હવે બીજે જોઉં. [ફરતાંક કરતાં જઈ] હાં, પેલા નીપ વૃક્ષના ડાળે સૂંઢ ભેરવી હાથણી સાથે હાથી ઊભો. એ મને

૧. પૂર્વાર્ધમાં અનુનાસિકના યોગે ભમરાના ગણગણાટનું સૂચન છે. ઉત્તરાર્ધમાં ઠોર જોડાક્ષરથી એકદમ ઊડી જવાનું અને ભમરાની આકૃતિથી ઘરપૂરાવું પણ વર્ણચિત્રદ્વારા સૂચવ્યું છે.

પ્રિયાની ભાળ આપે ખરો. [ધારીને જોઈ] સજુર, ઉતાવળ કરવા જેવું નથી. એ

[ગાથા.]

*અવની સુરસ સુરા સમ નવપલ્લવવાળી ડાળી વેલનની
આરોગે છે મુખમાં મૂકેલી માનીની હાથણીની[1]. ૪૩

[૧૧. પડદા પાછળ]

[અર્ધ અનિલ.]

[કુટિલક] ભ્રમર ભમે ભણભણી ગંડસ્થળ,
[મદ્દધરી] ઊભો એવો વ્યાકુળ મેગળ. ૪૪

[રાજા થોડી વાર રહી] હાં, ખાઈ રહ્યો. હવે પૂછું. અહો મદ ગળતા ગજરાજ !

[ગાથા.]

સૂણી જ્યૂથપથી જેની વેણી, તે નિત્યયૌવના માહિ
નવ કર સરિખી કેશની દૂર દગે સુંદરી દીઠી[2] ? ૪૫

---

૧. આર્યજનની વહુસગાઈ સરસર દ્રાવનો પડઘો પાડવાને યોગ્ય છે.
૨. અક્ષરની સૂચણી ફૂલની ગૂંથણીનું ભાન કરાવે એવી રાખી છે.

[૨૨. પડદા પાછળ ચર્ચેરી.]

[ઇન્દુઆ.]

જેના લલિત પ્રહારે તરુવર
નમી નમી જાયે, એવા ગજવર !
ઇંદુર્યાં અંકુશી ઊંડળી માંહી,
કહિયે, સહી એ કર્યાં એ દાહી ? ૪૬

[રાજા ખુશ થતો] અહા ! આ તારાં બધાં મીઠા સ્વરથી પ્રિયાની પ્રાપ્તિની આશા આપી તું મને કેવો ધીરજ ઉપજાવે છે ! એ કારણથી, અને વળી તારા મારામાં સમાનતા છે તેથી, તારા પર મારો પ્રેમ વધે છે.

[શાર્દૂલવિક્રીડિત.]

તું રાજા ગજરાજનો, અવનિમાં હું ભૂપનો ભૂપ છું;
તું દે દાન ઉદાર અર્થી તરપે, તર્પું હું તેવો જ હું.
સૂયે હસ્તિનીમાં તું, ઉરવશીમાં અંતઃપુરે મુખ્ય હું;
તું હું તુલ્યઃ—અરે વ્યથા વિરહની હું થી ન વેઠીશ તું. ૪૭
*સદા સુખી રહે તું !

[૨૩. પડદા પાછળ ખંડિકા.]

[પંચા.]

ધરની તીણી ધર્ષોએ ખણતો મહાવરાહ,
વિહ્વળ વ્હાલીની વ્હેંમાં, ભમે ભૂલો વન માંહ્ય. ૪૮

[રાજા પડખે નજર નાંખી] અરે હા ! પેલો પર્વત જણાય, તે તો સુરભિકંદર. એ બહુ રમણીય હોઈ અપ્સરાઓને પ્રિય છે. ઉર્વશી એના કેરાવમાં તો ન હોય? [જતાં જતાં] ક્યા કર્મની વાત? વાદળમાં વીજળી પણ ઝબકતી બંધ પડી! ગમે તેમ હોય, પણ આ ગિરિરાજને પૂછ્યા વિના તો ન જ જવાય. [સામો ઊભો રહી] અરે ઓ જંગી કરાડા-વાળા ગિરિરાજ!

[દ્રુતવિલંબિત.]

કટિતટે નવ કાનન દિવ્ય છે,
ભુવન ભૂપ મનોજનું ભવ્ય જે.
તહીં વડા કુચભારથી કોઇ ને
ભમી ભમી જુવતી જતી જોઇ કે? ૪૯

[૨૪. પડદા પાછળ ચર્ચરી.]

[અનિલ.]

ઝરણું ખેલે નિર્મળ નિર્ઝર,
મધ્યે કિંનર ગાય મનોહર,
ચિર સુહવે ફુલતોરા તરુવર;
દીઠી ક્યાં ય તેં મોરી ? મહીધર! ૫૦

[રાજા] કેમ બોલતો નથી ? છેટું બહુ છે, તેથી એનાથી સંભળાતું નહિ હોય. હશે, પાસે જઈ ફરી પૂછું. [આગળ વધી]

[ગાથા.]

*ભૂપરના ભૂધરના ભૂપતિ હે ! બનતી બન્ય વન માંહી
સર્વે અંગે સુંદર રામા મેં ખોઈ તે જોઈ ? ૫૧

[કાન માંડી હર્ષ સાથે] વાહ ! તું પણ અક્ષરે અક્ષર મારા જ બોલમાં 'જોઈ' કહે છે ! તો હવે સાંભળ બીજો પ્રશ્ન.

[અનુષ્ટુભ.]

એ મારી માનિની ક્યાં છે ?—

[એના બે શબ્દો પડઘામાં સાંભળી] અરેરે! આ તો ડુંગરની બખોલમાંથી મારા જ બોલનો પડઘો સંભળાય છે! [ઉઠ ને ખાઈ જઈ] ઓ રે! પગ પાકા ગુમડા જેવા થઈ ગયા છે. થોડી વાર આ પહાડી નદીના નીરે બેસું અને પાણી ઉપર થઈને પવનની લહેરો આવે છે તે સેવું, એટલે થાક ઉતરી જશે. [બેસીને] નવું પાણી આવ્યું છે ને વહેણ ડોળાયું છે, તે છતાં એ આ નદીને જોઈ મારું મન રીઝે છે.

[શિખરિણી.]

*તરંગો ભૂખ્યા છે; કટિની રસના, કાં ખગ, રસે;
પ્રકોપે વીખાતું પટ જ પથરાતું ફીણ હસે;
અરે આ તો વાંકે કંઈક મમ વંકાની અતિશે,
નદીરૂપે ચંડી અપટ પલટાઈ ગઈ હશે[1]. ૫૨

ત્યારે આ મારી વ્હાલીને હું વીનવું. [હાથ જોડી] પ્રિયે, પ્રિયે,

---

1. સાદૃશ્ય, તુલ્યકોટિક સંશય, અધ્યારોપ અને નિશ્ચય શબ્દના મનનું રૂપાંતર જણાવે છે.

[દ્રુતવિલંબિત.]

વચનથી, મનથી, ત્યમ કર્મથી
રહું રટી, લટી, રીઝવવા મથી;
તદપિ દોષ જુએ મુજ શો રજે,
પરહરી તુજ દાસ જ જાય જે ? ૫૩

[૨૫. ૫૮ના પાછળ ઝુટકિંકા.]

[ત્રિભૂકા.]

અયિ દિવ્ય નદી ઉરવસી, માન ની;
પળી ખળભળી કયાં ધસી ધસી? માનની !
તજ આંટી વિકટ તુજ અતિ માનની,
રેતા આરતી વરતી રતિમાનની. ૫૪

[રાજા વિચારી લેઈ] ના ના, આ તો સાચે સાચી નદી જ છે. ઉર્વશી કોઇ કાળે પુરૂરવાને છોડીને સમુદ્રને સેવે નહિ. ખેર, હવે પાછો, જ્યાં તે સુદર્શના અદર્શન પામી, ત્યાં એકવાર જાઉં. એ તો

જે નિરાશ ન થઈ મચ્યો રહે,
તે જ ઇષ્ટ સુખની ઘડી જુએ[1].

---

1. આ છે લીટી રથોદ્ધતાના બે ચરણમાં આપોઆપ મોકવાય છે.

[૧૬. પડદા પાછળ ચંરી.]

[ઝૂલણાં.]

પૂરવ પવને ઉન્નત તરંગ હાથ હલાવી
યમુના બહેની પૂરે તીરે તાળ લગાવી
નવે સાગર રંગે અંગે ઘન સમ શ્યામ
ફૂલી હસ્ત દિશ ખાંધી વાંસે અભિરામ. ૫૫

[રાજા પાછો વળી રાતું કદંબ છૂટથી જોઈ] હાં, હવે તો તેના
માર્ગનો પત્તો લાગ્યો જ.

[ આર્યા. ]

રાતું કદંબ એ તે, આછા રેસાનું જેનું અર્ધું પડયું
વર્ષા વધાવી સુહંકું એણે અંબોડલે ફૂલકું ૫૬

[૨૭. પડદા પાછળ.]

[તરંગક.]

નવલાં ફુલ રંગે લચી લચકે સુરતરુવરે,
ટીકી ટીકી મહે મચી કે પલ લહેવું હરે,
એવા નંદન વનમાં જગતો વિરહાનળે
ઉન્માદે તનમનના ઐરાવત વલવલે. ૫૭

[રાજા] એના પાછળે હાળિયાર છે. વાહ રે વાહ !

[અનુષ્ટુભ.]

કર્ણિકાર ઝૂમો એ, તે વનશોભા વિલોકતે
વનદેવીનયને માનું ઠર્યો મૂર્ત કટાક્ષ છે ! ૫૮

એને હું વ્હાલીની બાળ આપવા વીનવું. અરે કેમ એ, મારી અવગણના કરતો હોય, તેમ મ્હોં ફેરવે છે? હાં. હાં,

[આર્યા.]

મૃગલી આવતી વચમાં અચકી પય મૃગલિનું પીવા વળગ્યે;
મૃગ ડોક વાંકી વાળી આ એને જોય એકટશે[1]. ૫૯

[અધીરાઈથી] અરે ઓ હરણના ટોળાના સરદાર !

[મંજુભાષિણી.]

વનિતા વિલોકી કહીં એ વને ઘને ?
તું કહી શકીશ લહી આ જ લક્ષણે,

૧. નરના મુકાબલામાં માદાનું નાજુકપણું 'મૃગ' 'મૃગલી'ના પ્રયોગથી અને બચ્ચાનું પ્રિયપણું 'મૃગલિનું'ના પ્રયોગથી દર્શાવ્યું છે. દૂધ પીવા બચ્ચું આવ્યું માટે છે તે પૂર્વાર્ધના અચકવાથી અને મૃગ વાંકી ડોક કરી જુએ છે તે ઉત્તરાર્ધના જોવાથી નિરૂપિત છે.

નવ વ્હાલીડી મૃગલી શાં વિશાળ ને
અતિ ભેદનાં નયનિયાં રસાળ છે[1]. ૬૦

[૧૮. પડદા પાછળ ચર્ચરી.]

[આભાણક.]

નિરખી મૃગ! તેં મૃગનયની ભમતી વને,
હંસ શી લીકની લચકાઈ જાયને ઘને?
ઉન્નત પીન કઠિન કુચ છે ધ્રુવ યૌવને.
વિરહવિપદના હરિયે દુઃખ, બચાવ ને. ૬૧

[રાજા] હટ રે મૂઢ! મારું કહેલું કાન નજે કાઢી નાંખ્યું ને ચાલ્યો હરિણી ભણી! એમ જ હોય. અવસ્થા અપમાન ખમવાને જ છે. ચાલ, રામ. [આગળ જતાં હરખ ચળકતું જોઈ] અહો! પેલું પત્થરના ચીરામાં શું દેખાય છે?

[શિખરિણી.]

ઝગે, તેથી સિંહે હત ન ગજનો માંસલવ એ;
પડે પાણી, તેથી કણ અનલકેરો ય નવ એ;

૧. 'રસાળ' વિશેષણે ઉપલક્ષિત નયનગત કોમળપણું 'નયનિયાં'ના પ્રયોગથી બતાવ્યું છે.

હહાં, આ તો જામ્બૂ સમ અરુણ મોંઘો મણિ જ છે,
લઈ લેવા જેને નિજ કર વધારે રવિ શકે ! ૬૨

શો મનોહર છે ! લઉં, લઉં. અથવા

[ ઉપેન્દ્રવજ્રા. ]

આ અર્પવો જેહની વેણી માંહી
મંદારની મ્હેકમાં મોહદાયી,
તે તો પ્રિયા દુર્લભ છે જ હાવે;
કાં એ કરું દૂષિત આંસુડાંએ ? ૬૩

[ પડદા પાછળથી ] લઈ લે, વત્સ, લઈ લે એ.

[આર્યા.]

પરમેશ્વરીના પગનો જાવક ઝમી જામી જેહ ઊપજેલો,
સંગમનીય મણિ જ એ; જુદાઓને મેળવે વ્હેલો. ૬૪

[ *રાજા એકદમ કાન દઈ ] અરે કોણ મને ચેતાવે છે ? [પડદા તરફ જોઈ] અહો ! ગજચર્મધારી શંકર ભગવાન પોતે જ છે. મહારાજ ! મોટો અનુગ્રહ કર્યો, કે આપે મને ચેતાવ્યો. [ મણિ લઈને ] અહો સંગમનીય !

[વંશસ્થવિલ.]

મહેશ જેવો શર્વાને શિરે ધરે
તને હું તેવો ધરું શીશ આદરે,
મૃગેંદ્ર જેવી કટિવાળી જે ફરી
તું મેળવે દુર્મિળ દિવ્ય સુંદરી. ૬૫

[૨૭. પડદા પાછળ.]

[અવલંબક.]

મોહી મિલનની આશમાં હારી પ્રીતિના પાશમાં
વન વનને જોવાયલે મૃગજળ ગણતો દડવડે. ૬૬

[રાજા આગળ જતાં એક વેલ જોઈ] અહા, આ વેલને એક પણ ફૂલ નથી, તોપણ મને એ પ્રિય લાગે છે; એ શું ? હાં હાં, એમાં મારું મન રમે એ યોગ્ય જ છે.

[શાર્દૂલવિક્રીડિત.]

દીઠી આ જળબીની, શું અધર એ ધોવાયલો આંસુએ ?
ભૂલી ફૂલ ગયે મૂંની થઈ, બાડી આભૂષણોએ શું એ ?

વાગ્યે ભૃંગની ગુંજ શાંત દીસતી, ચિંતાથી શું મૌન એ?
ઝાંખી પાંખી થી તરંગ વર્ણ મુજને ચંડી લહું ખિન્ન એ[1]. ૬૭

વીણી ને ચુંટી મારી પ્રિયાની જ મૂર્તિ છે આ. તેથી એને ભેટવાની મને ઊલટ થઈ આવે છે.

[ રાજા આલિંગન દે છે. તે જ ક્ષણે વેલ બદલાઈ ઉર્વશી બની જાય છે. ]

[રાજા મીંચેલાં નેત્રે સ્પર્શસુખ અનુભવતો ] અહાહા, કેવી ટાઢક વળે છે! મારું શરીર જાણે ઉર્વશીનાં જ ગાત્રનો સ્પર્શ અનુભવે છે, પણ મારું અવિશ્વાસિયું મન માનવા ના પાડે છે. શાથી જે

[ વંશસ્થવિલ. ]

પ્રિયા વિશે પૂર્વ કરું વિતર્ક જે,
ખચીત ખોટા નીવડે ક્ષણે બીજે;
ન તો ઊઘાડું સહસા હું લોચનો.
સજું ભજું આમ જ સ્પર્શ એહનો. ૬૮

---

૧. ઊંચા સ્વરથી પૂર્વ ગુંજતા ભ્રમરથી રોમાંચિત પણ હવે આ ગુંજ ઓછી શાન્ત ... (see note)

[૩૦. પડદા પાછળ ચર્ચરી.]

[લહુઆ.]

ઉમગે મન મમ વેલડી પરસી,
ભુજ ભરી જ્યમ ફરવશી ઉર સરસી.
તો નક્કી સુરરામાની સમોવડી
શાને મરું ઝૂરી રાને રડવડી? ૬૯

[રાજા રહેતે રહેતે આંખો ઉઘાડી] ઓહો આ તો સાચે જ પ્રિયતમા છે!

[ઉર્વ૦ આંસુ લ્હોતી] જય જય, મહારાજ.

[રાજા] અહા

[ અનુષ્ટુપ. ]

ડૂબ્યા તિમિરમાં તન્વી! વિજોગે મળી ધન્ય, કે
ખોળી ઝોળે લહું શુદ્ધિ, પામિયો તેમ હું તને! ૭૦

[૩૧. પડદા પાછળ ચર્ચરી.]

[લહુઆ.]

મયૂર, કોયલ, હંસ, રથાંગે,
મધુકર, ગજ, ગિરિ, સરિત, કુરંગે

વીનવી વળ્યો વિગતે રવડી વન,
નયને જળ ઝરતો પુંજ કારણ. ૭૧

[ઉર્વ૦] મહારાજની દયા હું ભીતર સમાયલે સ્વરૂપે જોતી હતી.

[રાજા] 'ભીતર સમાયલે સ્વરૂપે' એટલે ? હું કહેવું સમજ્યો નહિ.

[ઉર્વ૦] કહું છું. પણ પ્રથમ મહારાજ મને રીઝ ધરી માફ કરશો. મેં ક્રોધે અંધ બની મહારાજના ભુંડા હાલ કર્યા !

[રાજા] સુંદરી ! માત્ર તારા દર્શનથી મારાં ઇંદ્રિયો અંતઃકરણ અને અંતરાત્મા સૌ રીઝયાં છે. પણ કહે ને, કહે ને, આટલો બધો વખત મારાથી વિખૂટી પડી કયે સ્વરૂપે તું રહી હતી, કે હું ઓળખી એ ન શક્યો ?

[*ઉર્વ૦] સાંભળો, મહારાજ ! પૂર્વે કુમાર ભગવાન જયુંનું કુમારવ્રત ધારણ કરી ગંધમાદન વનના આ પવિત્ર બાગમાં આવીને રહ્યા હતા. તે સમયે તેમણે મર્યાદા બાંધી હતી,

[રાજા] શી ?

[*ઉર્વ૦] કે 'આ બાગમાં જે સ્ત્રી પગ મૂકશે, તે બદલાઈને વેલ બની જશે; ને તે માતાજીના પગના અળતાના બનેલા સંગમનીય મણિ વિના એ સ્થિતિમાંથી છૂટવા

પામશે નહિ.' એ દૈવી મર્યાદા વીસરી જઈ આ કુમારવન-
માં પેઠી, તેથી જ હું તો બદલાઈને વાસંતી વેલ બની ગઈ.

[ રાજા ] બરાબર, બરાબર. બાકી તો

[ગાથા.]

રતિરમણના શ્રમમાં નયન ઢળી જતાં જ સોડમાં પ લહે
સો ગાઉ દૂર મુજને, તે તું શે દીર્ઘ વિરહ[1] સહે? ૭૨

પ્રિયે! તેં જે ફરી મેળાપનું નિમિત્ત કહ્યું, તે આ જો.
[ બતાવે છે. ] એનો ચમત્કાર સાચો, અમે જાતે જોયો.

[*ઉર્વ૦] અહો! સંગમનીય મણિ જ છે ને! આથી જ
ત્યારે મહારાજે આલિંગન દીધું ને હું હતી તેવી થઈ.
[ મણિ લઈ માથે ચઢાવે છે. ]

[ રાજા ] એક ક્ષણભર, સુંદરી, એ મણિ માથે ધરી રાખ.

[ગાથા.]

નિલવટ પરના મણિના કુંકુમવરણા પ્રકાશથી છવાયું
મુખ તવ નવરવિકિરણે અરુણા કમળથી લહું સવાયું. ૭૩

૧. વિરહ દીર્ઘ લાગતો તે ચાર દીર્ઘ અક્ષરની ધારના છેક 'દીર્ઘ'-ના આદ્યાક્ષરની જોડાક્ષરથી વિશિષ્ટ બનતી દીર્ઘતાથી જણાવેલ છે અને તે અચાનક એકદમ મટતો તે એના પછીના પાંચ લઘુથી.

[ ઉર્વ૦ મણિ પાછો સમર્પતી ] મારા મધુર વચનના નાથ! આપણે હવે પાછાં વળિયે. પ્રતિષ્ઠાન છોડયે આપણને બહુ કાળ થયો છે. હું પ્રજાની આંખમાં આવીશ.

[ રાજા ] જેવી દિવ્ય વ્હાલીની આજ્ઞા.

[ ઉર્વ૦ ] મહારાજ શી રીતે પધારવા માગો છો ?

[ રાજા ] અહો ગજગામિની !

[ મંજુભાષિણી. ]

ચપળાની ચારુ ફરકે ધજા અને
પટી પંચરંગી સુરચાપની બને;
વિધુ એ નવીન, ઘનના વિમાનમાં
નિજ રાજધાનીજ સિધાવિયે હવાં. ૭૪

[ઝ૧. પડદા પાછળ ચર્ચરી.]

[અનવધિ૦.]

રોમ રોમ ભર રંગમાં ફરી હંસણીના સંગમાં
મનવેગે છોડી માનસે હંસ તરણ વિહરે રસે. ૭૫

[ બંને મેઘના વિમાનમાં સિધાવે છે. ]

# પરાક્રમની પ્રસાદી.

## અર્થપ્રકૃતિ.

**બીજ** રાજા અને ઉર્વશીનો અનુરાગ ( પૃ. ૭–૮ ).
**બિંદુ** રાજાનો મોહ અને ઉર્વશીનો અભિસાર ( પૃ.૧૮, ૨૪, ૨૫, ૩૫ ).
**પતાકા** રાણીનો રોષ અને પ્રિયપ્રસાદન વ્રત. ( પૃ. ૩૩–૫૪ ).
**પ્રકરી** સંગમનીય મણિ ( પૃ. ૮૫–૯૫ ).
**કાર્ય** મહેન્દ્રની મહેર ( પૃ. ૧૦૮–૧૧૨ ).

## કાર્યાવસ્થા.

**આરંભ** 'ઊગે ઇન્દુ ... ... સુંદરી રૂડી રાજે !' (પૃ. ૭)
**યત્ન** 'એકાંત સ્થળ ... ... પ્રમદવન જાએ !' (પૃ. ૨૧)
**પ્રાપ્ત્યાશા** 'ઉર્વશીનું ચિત્ત....મન અર્પ્યું મને નહી.' (પૃ. ૩૬)
**નિયતાપ્તિ** 'હા, મિત્ર, હું આ....હોઉં જેવો.' ( પૃ. ૬૩)
**ફલાગમ** 'હાશ ! હૃદયમાંથી....વેચાણ બનું છું.' (પૃ. ૧૦૪)

## સંધિ.

**મુખ** પૃ. ૧–૧૫; **પ્રતિમુખ** પૃ. ૧૬–૩૫; **ગર્ભ** પૃ. ૩૫–૬૫; **વિમર્શ** પૃ. ૬૬–૯૦; **નિર્વહણ** પૃ. ૯૧–૧૧૨.

# શબ્દસંગ્રહ.



અપોવન — અર્પિત, આપ્યું.
અગોપ — ગુપ્ત, ન દેખાય તેમ.
અંક — ખોળો.
અંગના — સ્ત્રી.
અંગારક — ૧ અંગારો; ૨ મંગળનો ગ્રહ.
અચિંતિત — ઓચિંતું, એકદમ.
અજ — બકો.
અટંતી — ભટકતી.
અધર — નીચલો હોઠ.
અધિકતર — બહુ વધારે.
અનલ — અગ્નિ.
અનુગ્રહ — મહેરબાની.
અનુમતિ — હા, રજા.
અનુસાર — પ્રમાણે.
અનેરું — ન્યારૂં, અસાધારણ, નરેળાર.
અંતર્ધાન — અદૃશ્ય થવું તે.
અન્યોન્ય — પરસ્પર.

| | |
|---|---|
| અપરાજિતા | જેના પ્રતાપથી કોઈ પરાજય ન કરી શકે એવી. |
| અપૂર્વ | અસાધારણ. |
| અબ્જ | ( પાણીમાં થનાર ) કમળ. |
| અબ્દ | ( વરસનું ) વાદળ. |
| અબ્ધિ | દરિયો. |
| અભિરામ | સુંદર. |
| અભિવંદન | નમસ્કાર. |
| અભિસારિકા | વહાલાને સામી મળવા જતી સ્ત્રી. |
| અભ્ર | વાદળ. |
| અમળ | સ્વચ્છ. |
| અમોઘ | નિષ્ફળ ન જતું, સફળ બનતું. |
| અરુણ, અરુણું | રાતું. |
| અર્ઘ | ચંદન, પુષ્પ, અક્ષત આદિ મેળવી સત્કાર માટે આપેલી જળની અંજળી. |
| અર્ધનારાચ | અર્ધું લોઢાનું બનાવેલું તીર. |
| અલકેશ | ( અલકાનગરીના ધણી ) કુબેર. |
| અશોક | આસોપાલવ. |
| અશ્રુ | આંસુ. |

| | |
|---|---|
| અલ્પ | થોડો. |
| અસાધ્ય | મટવાની આશા વગરનો. |
| અસુ | પ્રાણ. |
| અસ્તુ | એમ હો, ભલે. |
| અસ્ત્ર | દેવતાઇ શક્તિનું હથિયાર. |
| અહીંદ્ર | નાગરાજ. |
| અહોભાગ્ય | અજબ જેવું સારું ભાગ્ય. |
| આક્રંદ | કલ્પાંત. |
| આચર ( ક્રિ. ) | કરવું. |
| આજો | માનો બાપ. |
| આંતર | અંતરનું, મનનું. |
| આયુષ્માન | 'ઘણું જીવો' એવી આશિષને પાત્ર. |
| આરત | ગરજુપણાની અરજ. |
| આરતી | પીડા. |
| આરાધ ( ક્રિ. ) | મજરો કરવો. |
| આર્ત | દુખિયારો. |
| આર્યપુત્ર | પૂજ્ય-સસરાનો પુત્ર, સ્વામી. |
| આલિંગ (ક્રિ.) | ભેટવું. |
| ઇંદુ | ચંદ્ર. |

| | |
|---|---|
| ઇષ્ટ | મનગમતું, હિત. |
| ઉદ્ભવ (ક્રિ.) | નીપજવું, આવી પડવું. |
| ઉન્નત | ઊંચું. |
| ઉન્મત્ત | ઘેલછાવાળું, ઘેલું. |
| ઉન્માદ | મસ્તપણું, ઘેલછા. |
| ઉન્માદક | મસ્ત બનાવનું, ગાંડા બનાવનું. |
| ઉપદ્રવ | ત્રાસ, જુલમી હુમલો. |
| ઉપમાન | જેની બીજાને ઉપમા અપાય તે. |
| ઉભય | બે. |
| ઉર્વી | પૃથ્વી. |
| ઊરુ | સાથળ. |
| ઋતુદર્શન | ઋતુપ્રાપ્તિ, માસિક આભડછેટ. |
| એકછત્ર | એકને જ માથે છત્રપતિપણાનું છત્ર ધરાય એવું, સાર્વભૌમ. |
| એકપુરુષ | પરમપુરુષ, પરમાત્મા. |
| ઐલ | ઇલાનો પુત્ર, પુરૂરવા. |
| ઔરસ | પોતાની પરણેલી સ્ત્રીથી જનમેલું. |
| કટિતટ | મધ્ય ભાગ. |
| કદળી | કેળ. |

| | |
|---|---|
| कल्याणमस्तु | કલ્યાણ થાઓ. |
| કવચ | બખ્તર. |
| કવન | કવિતામાં લખાણ. |
| કળાધર | ( કળાનાં પીછાંવાળો ) મોર. |
| કાકપક્ષ | કાન આગળ અને તાલકા ઉપરના વાળના ગુચ્છા, કાનશિયા. |
| કાંચન | સોનું. |
| કાનન | વન. |
| કામરસ | કામ-પ્રીતિનો આવેશ. |
| કામી | કામસૂત્રમાં પ્રવીણ, કામકળામાં કુશળ, વિલાસી. |
| કારંડવ | જળકૂકડો. |
| કાર્યાસન | રાજકાજની બેઠક. |
| કિશોર વય | બચપણ. |
| કુક્ષિ | કૂખ, પેલાણ. |
| કંકુમવર્ણું | કંકુ જેવું રાતું. |
| કુમાર | ૧ બાળક, ૨ રાજકુમાર, ૩ કાર્તિકેય. |
| કુમારવ્રત | કુંવારા રહેવાનું, બ્રહ્મચર્યનું વ્રત. |
| કુમુદ | પોયણું. |

કુરંગ — હરણ.
કુરવક — રાતા કાંટાચળિયાનું ફૂલ.
કૃતાર્થ — જેના સર્વ મનોરથ પૂર્ણ થયા છે એવું, પરમ સુખી.
કૃતિ — રચના, ગ્રંથ,
કો — ૧ કોણ; ૨ કોઇ; ૩ કહો; ૪ ચકવો.
ક્રમ — પ્રકાર, રીત.
ખંડ — કડકો.
ગજગામિની — હાથીના જેવી મ્હાલતી મ્હાલતી ચાલની.
ગજચર્મધારી — ગજાસુરનું ચામડું ધારણ કરનાર મહાદેવ.
ગંડસ્થળ — લમણો.
ગતિભંગ — દિઙ્મૂઢ.
ગંધગજેન્દ્ર — કુંભસ્થળમાંથી મદ ઝરતો ગજરાજ.
ગહ્વર — ગુહા, પોલ.
ગિરિ — ડુંગર.
ગોરોચન, ગોરોચના — ગોરૂચંદન.
ગ્રહ (ક્રિ.) — ઝાલવું.
ગ્રહેશ — સૂર્ય.
ગ્રીષ્માંત — ગરમીની મોસમનો છેડો, બેસતી વરસાદની મોસમ.

| | |
|---|---|
| ઘન | ૧ વાદળ; ૨ બહુ. |
| ચંડી | કોપને વશ સ્ત્રી. |
| ચપળા | વીજળી. |
| ચાપ | કામઠું. |
| ચારુ | સુંદર. |
| ચિત્ર | રંગબેરંગી. |
| ચિત્રિતતુલ્ય | ચિતર્યા સરખું. |
| ચિંતાચક્ર | ફિકરનો ચગડોળ. |
| ચિરકાળ | લાંબો વખત. |
| ચિરંજીવ | ઘણું જીવજે. |
| ચૂડામણિ | મુગટનો મણિ. |
| ચેટકી | જૂઠી ચેટી; જૂઠી દાસી. |
| છટા | શોભા. |
| છેક | છેડો, છેવટ. |
| જઘન | પૂંઠ. |
| જથારથ | બરાબર લાગુ. |
| જળાશય | સરોવર. |
| જાતકર્મ | જન્મને લગતો સંસ્કાર. |

| | |
|---|---|
| જાવક | પોથીનો રંગ. |
| જુગ્મ | બે. |
| ઝખ | માછલું. |
| ટવી | આડી અવળી. |
| ટેવ ( ક્રિ. ) | અટકળ કરવી. |
| તટ | કિનારો, તેડ. |
| તતખેવ | તરત, ઝડપથી. |
| તનય | પુત્ર. |
| તપ્ત | તપાવેલું, તપેલું. |
| તરુ | ઝાડ. |
| તરુવર | મોટું ઝાડ. |
| તર્જ (ક્રિ.) | તિરસ્કાર કરવો. |
| તાતુ | ગરમ ગરમ કરી દેવું. |
| તામરસ | કમળ. |
| તિમિર | ૧ અંધારું; ૨ બેશુદ્ધી. |
| તિરસ્કરણી | અદૃશ્ય બનાવતી દેવતાઈ શક્તિ કે વિભૂતિ. |
| દક્ષિણ | ૧ જમણું; ૨ મીઠાશવાળું, ૩ વિવેકી; ૪ દક્ષિણ દિશાનું. |
| દંડામ | દાંડાની ટાસ. |

| | |
|---|---|
| દધી | દરિયો. |
| દયિતા | વ્હાલી. |
| દાક્ષિણ્ય | વિવેકભરી મીઠાશ. |
| દાન | ૧ સખાવત; ૨ હાથીના કુંભસ્થળનો મદ. |
| દારુણ | ભયંકર. |
| દીર્ઘ | લાંબું. |
| દુર્વિરહ | બૂરો વિજોગ. |
| દુર્લભ્ય | મોંઘું. |
| દુષિત | મેલું, ગંદું. |
| દૃગ | આંખ. |
| દૃગજળ | આંસુ. |
| દેવ | મહારાજ. |
| દેવર્ષિ | સ્વર્ગના ઋષિ. |
| દેવી | મહારાણી. |
| દૈવી | દેવતાઈ. |
| ધરણિધર | રાજા. |
| ધરા | પૃથ્વી. |
| ધર્મ | લક્ષણ, ખાસિયત. |
| ધર્મ્ય | ધર્મનું, પવિત્ર. |
| ધુરા | ધુંસરી. |

| | |
|---|---|
| ધૂપશુદ્ધ | ધૂપ દેઈ શુદ્ધ કરેલું. |
| ધ્રુવ | અચળ, કાયમ. |
| નક્ષત્રનાથ | ચંદ્ર. |
| નગ | ડુંગર. |
| નડતી | પીડા, નડતર. |
| નભ | આકાશ. |
| **નમો નમઃ** | વારંવાર નમસ્કાર. |
| નલિની | કમળનો છોડ |
| નાટ્ય | હાવભાવ, ભજવવાની કળા |
| નાણ ( ક્રિ. ) | મનથી સમજવું, નિર્ધારવું. |
| નારાચ | લ્હોડાનું બાણ. |
| નાલ | કમળનો દાંડો. |
| નિઃશ્વાસ | નીસાસો. |
| નિકટ | પાસે. |
| નિતંબ | પૂંઠ. |
| નિર્ઝર | ઝરણું. |
| નિલવટ | કપાળ. |
| નિવેદન | જણાવવું તે. |
| નિશા | રાત. |
| નિશાચર | રાક્ષસ. |

નીપ — નીલાશોક, એક જાતના આસોપાલવનું ઝાડ.
નીલ — ઘેરું લીલું.
નીલકંઠ — ( ભૂરા રંગની ડોકવાળો ) મોર.
નૃત્ત — નાચ.
નેવર — પગનું ઘરેણું.
નૈશી — રાતના પહોરની.
પંકજ — ( કાદવમાં થનાર ) કમળ.
પય — દૂધ.
પરમેશ્વરી — પાર્વતી.
પરાગ — ફૂલના અંદરની ખુશબોદાર ભૂકી.
પાકશાળા — રસોડું.
પાશ — ફાંસો, બંધન.
પિતામહ — બાપનો બાપ.
પીન — જાડું.
પુણ્ય — પવિત્ર.
પુત્રવતી — દીકરાની મા.
પુરાણ — જૂનું ખંખ.
પુરુષ — ૧ માણસ; ૨ મરદ; ૩ આત્મા.
પુષ્ટ — જાડું.
પુષ્પસ્તાન — ૧ ફૂલનો હાર; ૨ ફૂલ જેવાં બાળબચ્ચાં.

| | |
|---|---|
| પૂર્વ વય | જવાની. |
| પૌત્ર | દીકરાનો દીકરો. |
| પ્રકોપ | ભારે ગુસ્સો. |
| પ્રક્ષિપ્ત | પગે પડતું તે. |
| પ્રતિશબ્દ | પડઘો. |
| પ્રભાવ | દેવતાઈ શક્તિ. |
| પ્રભુ | સ્વામી, રાજા. |
| પ્રભુતા | પ્રતાપ. |
| પ્રમદવન | રણુવાસનો બાગ. |
| પ્રયોગ | ખેલ. |
| પ્રવૃત્તિ | કામકાજ. |
| પ્રિયપ્રસાદન | વ્હાલાને રીઝવવો તે. |
| પ્રૌઢા | મોટી, જંગી. |
| ફુલો ફુલવંત માસ | વસંત. |
| બઢવ (ક્રિ.) | વહેવરાવવું. |
| બિસ | કમળનો દાડો. |
| બીચ | વચ્ચે. |
| ભગવતી | પૂજવા લાયક સ્ત્રી. |
| ભગવાન | પૂજવા લાયક પુરૂષ. |

| | |
|---|---|
| ભદ્રાસન | સિંહાસન. |
| ભવ્ય | ભાગ્યશાળી. |
| ભામા | સ્ત્રી. |
| ભાવી | ભવિષ્ય. |
| ભીરુ | બ્હીકણ. |
| ભુવન | દુનિયાં. |
| ભૂ | પૃથ્વી. |
| ભૂધર | ૧ ડુંગર; ૨ રાજા. |
| ભૃંગ | ભમરો. |
| ભેદ (ક્રિ.) | છાંડુ પાડવું. |
| ભ્રમણ | ચક્કર ચક્કર ફરવું તે. |
| ભ્રૂ | ભંમર. |
| મઘવા | ઇંદ્ર. |
| મંજુલ | સુંદર, રૂડું. |
| મદન | કામ દેવ. |
| મદાંધા | મદથી આંધળી. |
| મધુ | વસંત. |
| મધુકર | ભમરો. |
| મધુકરી | ૧ ભમરી; ૨ ભમરાની વૃત્તિ માધુગરી. |
| મધુપ | ( ફૂલનું મધ પીનાર ) ભમરો. |

**મધુલક્ષ્મી, મધુશ્રી** વસંતની શોભા.

મધ્યમલોકપાલ પૃથ્વીનો રાજા.

મનથી માન્યું ૧ ધારેલું; ૨ કલ્પનામય.

મનમથ કામદેવ.

મનસ્વિની તેજ મિજાજની ટેકીલી સ્ત્રી.

મનોજ (મનમાં જેનો જન્મ છે એવો) કામ દેવ.

મનોરમ મનને આનંદ ઉપજાવનાર.

મંદાર એક દેવવૃક્ષ.

મર્ત્યલોક મનુષ્યલોક, પૃથ્વી.

મર્યાદા નિયમ, ઠરાવ.

મલયજ ચંદન.

મહર્ષિ મહાન ઋષિ.

મહિલા સ્ત્રી.

મહી પૃથ્વી.

મહીંદ્ર, મહીપ રાજા.

મહીવિમાન પૃથ્વી ઉપર વિમાન જેવો દેખાતો.

મહેન્દ્ર મહાન ઇંદ્ર.

મહેશ મહાદેવ.

**માધવી** ( માઘ મહિનાની ) કુંદની વેલ.

| | |
|---|---|
| માધવી | ( ચૈત્ર મહિનાની ) મોગરાની વેલ. |
| માનસ | માન સરોવર. |
| માનિની | રીસાયલી સ્ત્રી. |
| માર | મોહ લગાડી પ્રાણ લેનાર કામ દેવ. |
| માસ | મોસમ, ઋતુ. |
| મિષ | બ્હાનું |
| મુખ | આગળ પડતો ભાગ. |
| મુમુક્ષુ | મોક્ષ મેળવવા ઇચ્છનાર. |
| મૂર્ત | સ્થૂળ દેહ ધારણ કરતું. |
| મૃદુ | મધુર, સુકુમાર. |
| મોદ | આનંદ. |
| મૌલિમણિ | મુગટનું રત્ન, ચૂડામણિ. |
| મ્હાત | હારેલું. |
| યજ્ઞોપવીત | જનોઈ. |
| યામિની | રાત. |
| યુત | યુક્ત, સહિત. |
| યુવતિ | જવાન સ્ત્રી. |
| યૂથ | ( હાથણીનું ) ટોળું. |
| યૌવરાજ્ય | યુવરાજની પદવી. |
| રજ | ફૂલની અંદરની સુગંધદાર ભૂકી, પરાગ |

| | |
|---|---|
| રજનિ, રજની | રાત. |
| રણસહાય | યુદ્ધમાં મદદગાર. |
| રતિ | ૧ સ્નેહ લાગવી તે; ૨ રંગ. |
| રતિમાન | પ્રેમી. |
| રતિરંગ | પ્રીતિના વિલાસ. |
| રથક્ષોભ | રથનો હેલો. |
| રથાંગ | ચકવો. |
| રમણી | સુંદર સ્ત્રી. |
| રસ (ક્રિ.) | અવાજ કરવો. |
| રસના | કંદોરો. |
| રાગ | પ્રેમની લગની. |
| રાગાંકુર | પ્રેમના ફણગો. |
| રાગી | રસિયો. |
| રાજર્ષિ | ઋષિ જેવો માનપાત્ર રાજા. |
| રિપુ | દુશ્મન. |
| રેણુ | રાત. |
| રોમાંકુર | રૂવાં ઊભાં થવાં તે. |
| લક્ષ્મી | શોભા. |
| લતા | વેલ. |
| લવ | કકડો. |

| | |
|---|---|
| લવલીદલ | લવલીનામે વેલનું પાંદડું. |
| લીન | ગુલતાન. |
| લુબ્ધ | જેનું ચિત્ત લોભાયલું છે એવો. |
| વંશવૃદ્ધિકર | વંશ લંબાવનાર. |
| વજ્રી | (વજ્રધારી) ઇંદ્ર. |
| વણુરસ | ૧ ખરા ભાવ વગર; ૨ પાણી-તેજ વગર. |
| વધ્ય | મોતના સજાને લાયક. |
| વનકટી | વનની ઝાડી. |
| વનિતા | સ્ત્રી. |
| વંદના | નમસ્કાર. |
| વરાહ | ડુક્કર, સૂવર. |
| વર્જ (ક્રિ.) | તજી દેવું. |
| વર્ષા | વરસાદની મોસમ. |
| વલભિ | ઊંચા છાપરા નીચેની મેડી. |
| વાતાસ્ત્ર | વાયુના મંત્રનું અસ્ત્ર. |
| વાત્સલ્ય | પુત્ર પ્રત્યે માબાપનું હેત. |
| વામ (ક્રિ.) | ૧ નાંખી દેવું, ૨ ખોઈ નાંખવું. |
| વામા | સ્ત્રી. |
| વારણ | હાથી. |
| વાસંતી | મોગરાની વેલ. |

| | |
|---|---|
| વિકળ | બાવરું. |
| વિક્રમ | પરાક્રમ, શૂરાતન. |
| વિચર (ક્રિ.) | ફરવું, જવું. |
| વિજ્ઞાન | જ્ઞાન. |
| વિજ્ઞાપના | વિનંતી, અરજ. |
| વિતર્ક | કલ્પના. |
| વિદ્યાધર | દેવ ને મનુષ્યના વચલા ગાળાની સૃષ્ટિ. |
| વિદ્યુત | વિજળી. |
| વિધાતા | બ્રહ્મા, પરમેશ્વર. |
| વિધુર | દુખિયારું. |
| વિપદ | આફત. |
| વિભૂષણ | ઘરેણું. |
| વિરમ (ક્રિ.) | બંધ પડવું. |
| વિલોક (ક્રિ.) | જોવું. |
| વિષમ | વસમું, એકીવાળું. |
| વિષમશર | કામદેવ. |
| વિષય | રૂપ, રસ, શબ્દ સ્પર્શ ને ગંધ. |
| વિહંગમ | પક્ષી. |
| વિહર (ક્રિ.) | વિહાર કરવો. |
| વિહારિણી | વિહાર કરનારી. |

| | |
|---|---|
| વિહ્વળ | વ્યાકુળ. |
| વીંખાતું | અવ્યવસ્થિત પથરાતું. |
| વૃંદ, | ટોળું, જથ્થો. |
| વેગાનિલ | (રથની) ગતિને લીધે પ્રગટેલો પવન. |
| વેદાંત | ઉપનિષદ. |
| વેલ | હાથીને બહુ ભાવતી એક વનસ્પતિ, શલ્લકી. |
| વૈજયંતી | પંચરંગી હીચણ સુધીની માળા. |
| વૈતાલિક | દરબારી સ્તુતિપાઠક. |
| વ્રક, ભ્રેક, ૦દ્ | વિજોગ. |
| શચી | ઇંદ્રાણી. |
| શતગુણ | સોગણું. |
| શતધા | સો પ્રકારે, સોગણું. |
| શંભુ | ૧ કલ્યાણકારી; ૨ મહાદેવ. |
| શર | તીર. |
| શલ્ય | ૧ ભાલોડું; ૨ સાલ. |
| શશિમણિ | ચંદ્રકાન્ત. |
| શાસન | સજા કરવી તે. |
| શિખરિણી | દહીં, દૂધ, ખાંડ, કેળાં વગેરેની બનાવટ |

| | |
|---|---|
| શીળું | ૧ ટાઢું; ૨ બાળે નહિ એવું. |
| શુકન | ૧ થનાર વાતની અગમચેતી; ૨ બોલ. |
| શ્યામ | ઘેરું લીલું, લીલુંછમ. |
| શ્રમ | થાક. |
| શ્રી | ૧ લક્ષ્મી; ૨ શોભા. |
| સંહર ( ક્રિ. ) | પૂરેપૂરો નાશ કરવો, મૂળમાંથી મટાડવું. |
| સઘન | ભરાવવાળું, ભારે. |
| સંગીત | ગાવું બજાવવું ને નાચવું. |
| સંજ્ઞા | નામ. |
| સત્કુલતંતુ | સત્પુત્ર. |
| સંતાન | પુત્ર પુત્રી. |
| સંનિધાન | હાજરી. |
| સબળ | મજબુત, અત્યંત. |
| સમાનતા | સરખાપણું. |
| સમિધ | અગ્નિમાં હોમવા લાયક વનસ્પતિના કકડા. |
| સમેત | સહિત, સાથે. |
| સરિખું | જેવું. |
| સરોજ | કમળ. |

| | |
|---|---|
| સ્વસ્તિવાયણ | વ્રત પૂજનને અંગે બ્રાહ્મણને જે સિદ્ધ કે પક્વ અન્ન દાનમાં આપે છે તે. |
| સહજ | જન્મસિદ્ધ, સ્વાભાવિક. |
| સહધર્મચારિણી | ધર્મપત્ની. |
| સિતાંબર | ધોળું વસ્ત્ર. |
| સુકુમાર | નાજુક. |
| સુદર્શન | રૂપાળી સ્ત્રી. |
| સુમન | ફુલ. |
| સુર | દેવ. |
| સુરધનુષ | મેઘધનુષ. |
| સુરરાજ | ( દેવોનો રાજા ) ઇંદ્ર. |
| સુરા | દારૂ. |
| સુરાપરાધી | દેવનો ગુન્હેગાર. |
| સુરારિ | ( દેવનો શત્રુ ) અસુર |
| સુવૃત્તિ | રૂડી સાત્વિક વૃત્તિ. |
| સેવ્ય | માલિક, ધણી. |
| સોંત (ક્રિ.) | સમાપ્ત થવું, સમાવું. |
| સ્કંધ | ખંભો. |

| | |
|---|---|
| સ્થિતિ | ૧ લોકસંગ્રહ, સંરક્ષણ; ૨ સુનીતિ, સારી રીતભાત; ૩ સ્થિરતા, અચળ-પણું; ૪ બસ્તીની મર્યાદા. |
| સૌખ્ય | સુખ. |
| સ્ફુર (ક્રિ.) | ફોરવું, પ્રગટાવવું. |
| સ્મરાવ. (ક્રિ.) | યાદ દેવરાવવું. |
| સ્રવ (ક્રિ.) | ઝરવું, ટપકવું. |
| સ્વગત | મનમાં. |
| સ્વન | શબ્દ. |
| સ્વર્ગસુંદરી | અપ્સરા. |
| સ્વાધિકાર | પોતાનું કામ. |
| સ્હેજ | લગાર. |
| હત | હણેલું, મારેલું. |
| હરિ | ૧ ઇંદ્ર; ૨ સિંહ. |
| હરિચંદન | પાંચ દેવવૃક્ષમાંનું એક. |
| હારી | મનોહર, સુંદર. |
| હોરા | કલાક |



કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પ્રસિદ્ધ કરેલાં

પુસ્તકો.

---

श्रीमद्-विशाखदत्त-विरचित

# मुद्राराक्षस नाटक.

સંસ્કૃત મૂળ ઇંગ્રેજી ટીકા સાથે.

પ્રથમ આવૃત્તિ, ઈ. સ. ૧૯૦૦

મૂલ્ય રૂ. ૩॥

ग्रंथ आम्हीं समग्र वाचून पाहिला आहे. आणि तो वाचीत असतां आम्हांस रा. केशवलाल यांच्या नोट्स पाहून बराच अत्यानंद ही झाला. संस्कृत वाङ्मयाचा इतिहास अद्याप पाहिजे तसा कोणी आमच्या कडे लिहिलेला दिसत नाहीं. तथापि कै. ना. व्यां. तेलंग, रा. रा. डा. भांडारकर, कै. वि. आपटे इत्यादि गृहस्थांनी या कामीं बराच प्रयत्न केलेला आहे. त्यांतच रा. केशवलाल यांची प्रस्तावना लेखनाचा समावेश करण्यास हरकत दिसत नाहीं. प्रस्तावनेंत कविचरित्र,

कविकाल, नाटकस्वरूप, नाटकान्तर्गत पात्रें व त्यांचे स्वभाव, प्रस्तुत आवृत्तींत योजण्यांत आलेलीं कांहीं वाक्यें, इतर नाट्यग्रंथांत दिसलेले दोष इत्यादिक भाग आला आहे. नोट्सची रचना फारच अवर्णनीय उतरली आहे. अलीकडील विद्यार्थ्यांच्या अन्या अडचणी लक्षांत घेऊन ज्या ठिकाणीं काठिण्य आहे असें विद्यार्थ्यांस वाटतें त्या त्या भागावर भरपूर टिप्पणी जोडण्यांत आली आहे. बहुतेक सर्व श्लोकांचें इंग्रजींत भाषांतर देण्यांत आलें असून, प्रत्येक श्लोकांत असलेले अलंकार, वृत्तें इत्यादि सर्व गोष्टी जेथल्या तेथें नमूद करण्यांत आल्या आहेत. कित्येक ठिकाणीं शब्दावर ही टीपा योजण्यात आल्या आहेत त्या योग्य आहेत. काव्य व नाट्य रहस्य हीं कित्येक ठिकाणीं उत्तम रीतीनें व्यक्त करण्यांत आलें आहे. निरनिराळ्या आवृत्ति शोधून निरनिराळीं आढळलेलीं अन्य वाक्यें, पाठांतर वगैरे खालीं जोडण्यांत आलीं आहेत.

ता. ४, ऑक्टोबर, १९०० }
मुंबई. } इंदुप्रकाश.

'મી. ધ્રુવે...**મુદ્રારાક્ષસ** ઉપર જે ટીકા કરેલી છે, તે પ્રથમ પંક્તિની ટીકા હોઈને તેઓ એક ઉત્તમ ટીકાકારના માનને પાત્ર થાય છે.' 'તેથી રાજકીય નાટકનું પુનરુજ્જીવન અથવા તો ગૌરવ વધારનાનાર તરીકે મિ. ધ્રુવને ગણીએ તો તે અતિશયોક્તિ ગણાય નહિ.'

'મિ. ધ્રુવે આરંભમાં એક વિદ્વત્તા ભરેલી પ્રસ્તાવના લખેલી છે, તેમાં ગ્રંથકર્તાએ કવિનો કાળનિર્ણય કરતાં સાહિત્યગ્રંથોનાં આંતર પ્રમાણો આપીને પ્રાચીન ઇતિહાસને બહુ જ અજવાળામાં આણ્યો છે. તે પછી નાટકના વસ્તુ સંબંધે વિવેચન કરતાં તેમાં રહેલો પ્રધાનરસ, ભાવ તથા પાત્રસંકલના સંબંધે વિવેચન કર્યું છે. પાત્રો વિશે કરેલું વિવેચન વિદ્યાર્થીઓને બહુ જ મનનીય છે. તે પછી બ્રાહ્મણપાત્ર **ચાણક્ય**ના સંબંધમાં વિવેચન કરેલું છે, જેમાં **ચાણક્ય**ના લખેલા બીજા ગ્રંથોને પણ મિ. ધ્રુવે અજવાળામાં આણ્યા છે. આ રીતે બહુ જ વિદ્વત્તાવાળી પ્રસ્તાવના પૂર્ણ થાય છે. ત્યારપછી **મુદ્રારાક્ષસ**ની આવૃત્તિમાં આપેલાં પ્રમાણો માટે મિ. ધ્રુવે જે જે ગ્રંથો જોયા છે તેમનાં નામની એક મોટી યાદી આપેલી છે. તે ગ્રંથો તરફ અને ટીકામાં આપેલાં તે તે ગ્રંથોનાં વચનો તરફ જોતાં મિ. ધ્રુવનો

પરિશ્રમ ખરેખર પ્રશંસાપાત્ર છે. જેમ સંસ્કૃત પદોની સિદ્ધિ પાણિનિનાં સૂત્રોથી કરવામાં આવી છે, તેમ જ પ્રાકૃત પદોની સિદ્ધિ પ્રાકૃત વ્યાકરણનાં સૂત્રોથી તથા પ્રાકૃત ગ્રંથોનાં પ્રમાણોથી આપી છે. ગ્રંથને અંતે નાટયના ત્રિવર્ગ, પ્રકૃતિપંચક, કાર્યાવસ્થાપંચક, સંધિપંચક, અને નાટયનાં ચોસઠ અંગોનું વિવેચન કરતાં તે તે વિષયો ક્યાં છે અને તેનો આરંભ ક્યા ક્યા સ્થળેથી થાય છે તે પણ સ્થળના નિર્દેશપૂર્વક દેખાડ્યું છે, જે વિદ્યાર્થીઓને જ નહીં પરંતુ વિદ્વાનોને પણ મનન કરવા જેવું છે.'

જાનેવારી, સન ૧૯૦૧ }
મુંબઈ. } **સમાલોચક.**

---

## મુદ્રારાક્ષસ નાટક

કિંવા

## મ્હોરે મ્હાત.

બીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૦૮

**મુલ્ય રૂ. ૧.**

અનુવાદમાં પ્રૌઢતા સાથે અર્થની સુગમતા બહુ સારી

જળવાઈ છે......સમશ્લોકી રચનામાં સર્વ અર્થ સાચવવાનું કાર્ય કઠણ હોવા છતાં રા. કેશવલાલે તે કુશળતાથી સિદ્ધ કર્યું છે..........ગદ્ય શૈલી પણ ગૌરવ સાથે સરળતાવાળી છે. પ્રસ્તાવના......વિદ્વત્તાથી પૂર્ણ છે.

સર્વાંશે આ અનુવાદથી જેમ મૂળ નાટકની બહુ સારી પિછાન મળે છે, તેમ જ સ્વતંત્ર પુસ્તક તરીકે પણ તે ઊંચી રસવત્તા અને શિષ્ટતાવાળું છે.

માર્ચ, ઈ. સ. ૧૯૧૧ }
અમદાવાદ. } **જ્ઞાનસુધા.**

The work is embellished with an introductory preface, which is a study in comparative history itself. The data on which he ( i. e. Mr. Dhruva ) bases the period during which the Natak was composed as being the latter part ( third quarter ) of the sixth century, after ransacking and collecting the verious ancient works Buddhist, Sanskrit, Chinese, works on Numismatics and Epigraphy, furnish a treat in themselves, and compel admiration for an Eastern scholar who

has thoroughly assimilated the lines of research work followed by Western savants.........We would strongly recommend all Indian scholars to procure a copy and go through it, as *they would find there much that is new, much that would delight their literary conscience.*

Modern Review VI, 1; July, 1908.

## અમરુશતક

### સંસ્કૃત મૂળ સહિત.

ત્રીજી આવૃત્તિ, ઈ. સ. ૧૯૧૦

મૂલ્ય રૂ. ૧.

રા. કેશવલાલે સાભિપ્રાય ભાષાંતરની પદ્ધતિને અનુસરી આ ભાષાંતર રચ્યું છે...તેમણે શોધક બુદ્ધિથી જે જે સ્થાને ( મૂળ સંસ્કૃત પાઠમાં ) સુધારા શોધી લીધા છે, કે પોતાની રસિકતાને આધારે યોજ્યા છે, તે સર્વથા ઔચિત્યાનુસાર છે...ભાષાંતરકારની ઉચ્ચ રસજ્ઞતા એવી છે, કે તેમના હૃદયના સંસ્કારથી પ્રત્યેક ઠેકાણે મૂળમાં નહિ એવી ખુબીઓ પણ આવી ગઈ છે...ભાષાંતર બહુ ઉત્તમ છે.

ભાષા શુદ્ધ સંસ્કારવાળી છે ...ભાષાંતરકારે...અતિ ઉત્તમ ટીકા પણ સાથે જોડી છે, તે બહુ બોધદાયક અને રસિક છે.

ફેબ્રુઆરી, ઈ. સ. ૧૮૯૩.
નડિયાદ. } સુદર્શન.

This is a *Samasloki* translation of the famous *Satak* of Amaru into Gujarati. The preface and the illustrative notes......are the best portions of the book; the former shews that the writer is bubbling over with an intimate knowledge of ancient history.........and the latter shew what a master of *Alankar Sastra* he makes himself out to be. The words in which he sums up the characteristics of a commentary called the *Rasika-Samjivani* on the original......are in every way applicable to him, *viz.* "*that the commentary is sufficient to show the wide extent, the depth and the accuracy of the knowledge ( scholarship) of its author*".

**Modern Review, IX, 3; March 1911.**

# ગીતગોવિંદ.

આવૃત્તિ ત્રીજી, ઈ. સ. ૧૯૧૨.

**મુલ્ય રૂ. ૧.**

'રા. કેશવલાલના ભાષાંતરની સવિસ્તર સ્તુતિ ન કરતાં અત્રે એટલું જ કહેવું બસ થશે, કે આવું રસિક અને યથાર્થ ભાષાંતર અન્ય વિદ્વાનથી થઈ શકત નહિ.' 'એમણે રચેલાં સર્વ ભાષાંતરો ઉત્તમ છે, અને તે ઉપર યોજેલી એમની ટીકા પણ વિદ્વત્તા ભરેલી અને કાવ્યનું મર્મ સમજાવવામાં અતિ ઉપયોગી છે, એમાં કંઈ સંશય જેવું નથી.'

મે, સન ૧૮૯૬,
નડિયાદ. } **સુદર્શન.**

'ગીતગોવિંદનું ભાષાંતર તે ભાષાંતર નહિ પણ ગુજરાતીમાં લખાયલું ગીતગોવિંદ છે. રા. કેશવલાલના અનુવાદમાં દોષ કાઢવા એ દૂધમાંથી પોરા શોધવા જેવું છે. વાણી મધુર અને પ્રાચીન કાવ્યોના અભ્યાસે પ્રાચીન કવિઓના જેવી છે. રાગ...માં ઉતારેલું પદ્ય વધારે માધુર્ય ઉત્પન્ન કરે છે. રા.

કેશવલાલનું ગીતગોવિંદ કાવ્ય ગુજરાતી ભાષામાં થયેલાં ભાષાંતરોમાં સર્વથી શ્રેષ્ઠ પદે વિરાજે છે.'

જુલાઈ, સન ૧૮૯૭, } સમાલોચક.
મુંબઈ.

'**ગીતગોવિન્દ**નો રસાસ્વાદ ગુજરાતી ભાષામાં આપવાનો કર્તાનો યત્ન અસાધારણ રીતે સફળ છે.' 'સંસ્કૃતના આરૂઢ અભ્યાસીને પણ મૂળ **ગીતગોવિન્દ** જેટલું સરળ ન લાગે તેટલું રા. કેશવલાલે ગુજરાતીમાં પાડેલું તે ગ્રંથનું પ્રતિબિંબ મનોરમ અને રસપ્રદ છે.' 'બીજી આવૃત્તિમાં કરેલા ફેરફાર ઉપર વિવેચનબુદ્ધિથી નજર નાંખતાં રા. કેશવલાલની કાવ્યપરીક્ષાની શક્તિને માટે......આપણો વિચાર ઉંચી કોટિએ પહોંચે છે. સંસ્કૃત " કવિતા " ના ગુજરાતી " કવિતા " માં ભાષાંતરની સફળતા એ સંસ્કૃતનું પરિપૂર્ણ જ્ઞાન, ગુજરાતી ઉપર પૂર્ણ અમલ, અને કાવ્યપરીક્ષાના ઘણા ઝીણા પ્રશ્નોનું મનોહારી સમાધાન કરવાની શક્તિની પરિસીમા સૂચવે છે; અને રા. કેશવલાલની પરિસીમાએ પહોંચેલી અનેકવિધ શક્તિ જ તેમના ભાષાંતરને ગુજરાતીમાં શ્રેષ્ઠ ભાષાંતરની પદવી અપાવે છે.' 'મૂળ

**ગીતગોવિન્દ**ની રમણીયતા આવર્તને આવર્તને રા. કેશવ-લાલ જેવા સહૃદય અને પરીક્ષક કવિજ્ઞના મનમાં નવી નવી નવીનતા ધારણ કરે એ કેવળ સ્વાભાવિક છે. સર્વે ફેરફારો સાર્થક અને રસની નિષ્પત્તિમાં ઉમેરો કરનાર જ લાગે છે અને લાગશે; મૂળની રમણીયતાની અપ્રુટ ગંભીરતા આગળ અને છાયાની પણ તેવી જ રમણીયતા અને તેની પાછળ રહેલી નાનાવિધ અચિંત્ય શક્તિ આગળ વિવેચનકારની દોષબુદ્ધિ કુંઠિત થાય છે અને થશે. રા. કેશવ-લાલ જેવા રસપરીક્ષક અને સંગીન વિદ્વાનને હાથે વખણાયલાં પ્રતિબિંબોની અમે આ ઉત્તમ સદ્‌ગતા ગણિયે છિયે, અને તે મહાશયને ભાષાંતરકાર તરીકે સર્વથા કૃતકૃત્ય માનિયે છિયે. '

જાન્યુઆરી–માર્ચ, ઈ. સ. ૧૯૦૪, } **સમાલોચક.**
મુંબઈ.

Jayadeva's Gita-Govinda, describing the amours of Radha and Krishna, is 'a gem of purest ray' in Sanskrit.........There have been translations of it into Hindi, Marathi and Bengali, and also Gujarati. But we doubt, if in Gujarati at least

there is any translation which could be compared with the one under notice. It is ......Gita-Govinda rewritten in Gujarati in the happiest style of Jayadeva. But for one's being told that it is a translation, it would be difficult to make out that it is one, so felicitously has the spirit and gracefulness of the original been copied and preserved. As is usual with all works of Mr. Kesavlal, the translation is preceded by a scholarly introduction, which surveys Jayadeva-his time, his work, his perfections and imperfections ............in such an ample way that it leaves little to be desired. The Singer.........has drunk deep at the fountain of Jayadeva, and has consequently poured out with a lucidity equally charming as Jayadeva's what the latter's soul would have done, had he been a Gujarati.

Modern Review, XII, 1: July, 1912.

# પરાક્રમની પ્રસાદી

કિંવા

## વિક્રમોર્વશીય નાટક.

આવૃત્તિ ૩, ઈ. સ. ૧૯૧૨.

**મૂલ્ય**

રૂ. ૦ા, અચિત્ર; રૂ. ૦ાા, સચિત્ર.

" અન્ય ભાષામાં જો ... મૂળ ગ્રંથકર્તાએ ... ગ્રંથ લખ્યો હોત, તો તે એ ભાષામાં કેવી રીતે લખત," એ આશયને વળગી રહીને ... પ્રસ્તુત પુસ્તક રચેલું છે.

શબ્દોના ભાવાર્થ, યોગ્ય ભાવને ઊતારનારાં સમાન વચનો........રસનિર્વાહની સરળતા, આદિ તત્ત્વો...**સારાં** છે; અને નિઃસંશય પુસ્તક વાંચતાં "**વાહવાહ**"ના ઉદ્ગારો સ્વાભાવિક રીતે જ નીકળી જાય છે.

જાન્યુઆરી, સન ૧૯૧૨, મુંબઈ. **સમાલોચક.**

(૧) × × ગુજરાતી ભાષાના શબ્દકોશ ઉપર સંપૂર્ણ પ્રભુતા—એ કોશની વિશાળતા અને શબ્દની પસંદગી કરવામાં ઝીણો વિવેક; (૨) અર્થ કરતાં રસ ઝીલવા તરફ વિશેષ લક્ષ, પણ તે મૂળના અર્થને હાનિ પહોંચાડીને ભાષાન્તરની સર-

જાના કે અર્થની સુગમતા પ્રાપ્ત કરવા માટે નહિ—પણ આવા ગ્રંથોમાં રસ એ જ એનો આત્મા હોય છે તેટલા માટે; અને તે ઉપરાંત, (૩) ઊંડું નિરીક્ષણ અને સંશોધન કરી મૂળના પાઠનો નિર્ણય—જેથી ભાષાંતરને ઉત્તમમાં ઉત્તમ અર્થનો લાભ મળે : **આ સામાન્ય ગુણો** રા. કેશવલાલના 'વિક્રમોર્વશીય'માં **પાને પાને ઉભરાય છે.**

**વસંત,** પુસ્તક ૧૧, અંક ૮. **આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.**

**This is another work from the scholarly pen of Mr. Kesavlal Dhruva,** whose previous work we **had the** pleasure of reviewing before .........We **have found the** translation.........*very readable, and such as gives a very good idea of what the original is like.*

Modern Review, XI, 4; April, 1912.

**છાયાઘટકર્પર**

એક રસમય ટૂંકું કાવ્ય.

**આવૃત્તિ ૧.** ઈ. સ. ૧૯૦૨

**મૂલ્ય આનો ૧.**